અંજારબજારકથી

# સટ્ટા પરીણામ દર્શક

એટલે

સંવત ૧૯૨૧ ના વરષમાં મુંબઈની પ્રજાને

શેરના સટ્ટાથી થયેલી હાની અને

લાભ દર્શાવનાર.

હાસ્ય રસ મિશ્રિત કવીતા રૂપી ગ્રંથ

બનાવનાર રતનશી વિદ્યમાન સામજી

કચ્છ અંજારનો વ્યાપારી




મુંબઈમધ્યે

ગણપત કૃષ્ણાજીના છાપખાનામાં છપાણું.

સન-૧૮૬૫.

કીમત દર નકલ દીઠ રૂ. ૦॥

## વાંચનાર સુજનોને વીનંતી.

### સવૈયો.

વીનતિ વાર ગણીક વંદુ પણ;
લાલચ રતુ નથી ધન લેવા.
અંતર આશ અહો નિશ એટલિ;
દેશિ તણીજ બજાવવી સેવા.
આગળ કાગળ થીજ ઠગાઈ;
ગયા બહુ વિત્ત તે બાબત કેવાં.
ભૂલ ભસ્યા ભડકીજ મુકો ન;
ખરેખર પત્ર નહીં આતેવા. ૧

આ ચોપડી બારકોટમાં કાલકાદેવીને રસ્તે રાંમવાડીને નાકે શા० મનોરદાસ રૂપજીની દુકાને મળસે.

કોટમાં મોદીખાંનામાં ઠકર નેણશી ઠાકરશીનાં માળામાં જેઠા મુકદંમજી પાસેં મળસે.

# પ્રસ્તાવના.

હાલનાં સમયમાં વેપારી કીંવા સાધારણ પ્રજા શેરના સટ્ટાના કુછંદથી ખુબ દ્રવ્યનીં હાંનીમાં આવી ગઈછે તો ત્યોનાં દુઃખમાં વધારો કરવાનાં હેતુથી આ ગ્રંથ રચાંણો નથી કેવળ શટ્ટાનેં તિરસ્કાર અને સાચા વેપાર નેં સત્કાર દર્શાવવા પિતા પુત્ર સંવાદમાં તથા પ્રસીધ છંદો વાળી કવિતા માં રચવામાં આવ્યો છે.

આવસ્તત હરએક પ્રજાને શટ્ટાથી જે નુકસાંન થયુંછે તે ભુલાસે નઈ તથાપી ગણો સમય વીત્યાથી વીસરજેન થયું તો આગ્રંથ વાંચેથી ત્યોનેં યાદ આવસે કે શટ્ટાંથી આવું દુઃખનીપજે છે. તેજાણી નેં શટ્ટા થી મંન હટાડી ખરા વેપારેં પ્રીતી લગાડસે.

શીનાનશીલો તથા ખાડા ઈસ્સીંનીગો જાઈન્સ્ટાક અને બેંકો વગેરાં જેઓ બજારમાં જે જે નાંમથી ઓળખાતી હતી તેતે નામો કવિતામાં રચ્યાછે તોપણ કોએ ઠેકાંણે છંદ નીયમ વાસ્તે અક્ષરો વધારે ઓછા કરવાપડ્યાછે.

છેલ આગ્રંથ રચનારની સુજ્ઞ પુરષોનેં એ પ્રાર્થના છે. જે કોએ ઠેકાણેં અશુદ્ધ જેવામાં આવેતો ક્ષમાકરી સુધારી વાચવું.

તા૦ ૧ આગષ્ટ સને ૧૮૬૫

લા૦ ૨૦ સાં૦

# શુદ્ધિપત્રક.

| | | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧ | યકવીસમાં | એકવીશમાં |
| ૪ | ૪ | વેણ | વિણ |
| ૪ | ૫ | કીથા | કીધાં |
| ૬ | ૬ | હોલ્ડરે | હોલ્ડરો |
| ૬ | ૧ | તેણી | તણી |
| ૧૦ | ૯ | ઉપાવથી | ઊપાયથી |
| ૧૩ | ૭ | કુલ | ફુલ |
| ૧૩ | ૧૧ | યકે | એક |
| ૧૩ | ૧૪ | લએં | લાયે |
| ૧૩ | ૧૫ | ગામી | ગમી |
| ૧૬ | ૧૪ | કેનારાઈગરે | કેનારિા ઈંગરેજ |
| ૧૬ | ૨૧ | વિમારી | વિચારી |
| ૧૭ | ૬ | પ્રસ્ત | પ્રસંન |
| ૧૭ | ૧૩ | ગેધો | ગધો |
| ૧૭ | ૧૬ | એતી | અતી |
| ૧૮ | ૧ | વિમારીઉ | વિચારીઉ |
| ૧૯ | ૬ | ગાડે | ગાંડે |
| ૧૯ | ૧૧ | ઈછે | એ રાગમાંછે |
| ૨૦ | ૭ | જાનઈસ્ટાનુ | જાૂઈન્સ્ટાકનો |
| ૨૦ | ૮ | કેલી | કોલી |
| ૨૦ | ૧૧ | લંડના | લંડનના |
| ૨૦ | ૧૬ | થઈપ્રસ્ત | થઈપ્રસંન |
| ૨૧ | ૨ | અવલ | આવેલ |
| ૨૧ | ૪ | ઉતર્યું | ઊતાર્યું |
| ૨૧ | ૪ | થાવને | થાવાને |
| ૨૨ | ૧૮ | બીજોધારેર | બીજોધારેરે |
| ૨૩ | ૯ | નિબાલ | નિબલા |
| ૨૪ | ૨૩ | સંધુ | સિંધુ |
| ૨૭ | ૧ | અગલે | આગલે |
| ૨૯ | ૪ | ચુખી | ચુંબિ |
| ૨૯ | ૮ | બોલએ | બોલાએ |
| ૩૦ | ૭ | મરે | મારૂ |
| ૩૪ | ૫ | ગરંણુ મુકવા ધરણે | ગરણેગરંણુમુકવા |

# સટ્ટા પરીણામ દર્શક.




દોહરો.

રવિ શશિ કર્યા પ્રકાશતા, ક્ષોણી ખમવા ભાર.
તે પ્રભુને વંદન કરૂં, જે જગ સરજન હાર ૧
શીસ નામી તે ઈશને, જે છે સુખદાતાર.
સટો વર્ણવું શેરનો, ઉદય થયો આવાર. ૨
ઓગણીશે પકવીશમા, સારે મુંબેશેર.
કરયો સટો જઈ શેરનો, થઈ ગાંડાની પેર ૩
વરણુન તેનું આ સમે, કરવા કર્યો વિચાર.
પિતા પુત્ર સંવાદમાં, સમજાવુંછુ સાર ૪
પૂછે પુત્ર પિતાપ્રતે પુંજી આપણપાસ.
વિણ વેપાર વધે નહી, તેથી છઉ ઉદાસ ૫

કવિતમનહર.

પુંજી ખરી પાંચ લાખ હોયે હાલ તારે હાથ.
અરધનો આપલમાં માલ જા ખરીદી લે,
સવા લાખ શેરમાં સા આસાંમીને વ્યાજું આપ.
બાકીના અરધ ચાર આના એ બેંકોમાં દે.
રયા હોય જેટલાને તેટલા રોકડા રાખ.
ડરજે ન મનમાં જે જોખમ ઘરમાંછે,

ઘરમાનું બેંકમાંનું ઓચીતું આવસે કાંમ.
વખતે વેંપાર કીધે થાસે તે એકના બે, ૬

દોહરો.

વચન સુણી વીવેકના, ઉર ઉતરયું નઈ એક
ઉત્તર પુત્રે આપીયું, વાંચો ધરી વિવેક ૭.

ચોપાઈ.

બ્યાંજ સતે ઉપજે દસ રામ, ઉતરવું જોખમાને કામં.
કડકાએ મુદ્દલ પણ જાએ, અંતે કાં તો હકુતા થાએ

છપય

વ્યાજે પરને હાથ રાસ દશ માટે દેવું,
કડકાચો જો પડે મુદલ પણ મુશકિલ લેવું.
એવો એ વેપાર ન આવે મારા મનમાં,
રાખેથી ઘરમાએ વધે કિંમતે નિજ ધનમાં,
વધ્યૂ દ્રવ્ય વેપાર કરી, વધ્ધસે કરે વેપાર,
આજે સેરો ખરીદીએ, પરમે એકના ચાર ૯

દોહરો.

કરવાચિંત ચાહે ઘણું, નકી નફો તતકાલ.
આગ્ના આપો જો તમો, થઈયે પલમાં ન્યાલ ૧૦
સુણી જનક વિસ્મે થયો, કહ્યું કરી બહુ રીશ.
દુઃખ દરીયામાં ડુબવા ઈછસ વિશવા વીશ ૧૧

### ચોપાઈ.

બેટા તેં પૂછી જે વાત, સુણી હૃદયમાં થયો ઉત્પાત
એ વેપાર જુગારજ જાણ, દિઠે લાભ પણ અંતે હાણ ૧૨

### દોહરો.

વદે તનય શું કહો તમે, અઘટિત એવું નામ.
મોની હાની હાલની, કાં ટાળો મુજ હામ ૧૩

### ચોપાઈ.

હાની આની લેવી હાલ, મત કેવું ન રાખવું બાલ.
દિઠો લાભ હાથેથી જાયે, કહો બાપા તે કિમ સખાય ૧૪
સારી સંપતી આપણે ઘેર, તેના જઈને લઈએ શેર.
એકના બે બેના ચાર, એવો અતિ લાભી વેપાર ૧૫
માલ લઈ મોકલિએ બાર, થઈએ કોઈના તાબેદાર
અલ્પલાભ ને દુઃખ અપાર, તે ધંધો કીયે સુ સાર ૧૬

### કવિત મનહર.

જો લઈએ માલ તો દલાલ વિણ બને નહી,
લીધા પછી તોળવાની તડખડ ભારીતો,
તોળીને તપાસી લીયે સારૂં માઠું આપણનું
ગુણીપલો ગાડી ગેરવળેની ખોવારિતો.
મૂરખ મજુરો થકી તુટે ફાટે જાયે વળી.
માથા કુટી મેનતથી જાઈએ જટ હારીતો,
એવાછે અનેક દુઃખ સુખ નહી સ્વપ્નામાં.
ખરૂં ખરી ખોટ લાભ આપે જો મુરારીતો ૧

### દોહોરો.

પિતા કહે રે પુત્ર તું, સટ્ટે સંપતી આય.
વેપારે મન તાહરે, ખોટ મોટ દરસાય ૧૮

### ચોપાઈ.

હું પામ્યો ધન કરી વેપાર, કર્યો નથી મેં સટ્ટો લગાર.
દુઃખવેણ સુખ તે કેમજ થાય, તપ કીધાથી સ્વર્ગે જાય. ૧૯
જળ થળ વાશી પ્રાણી જન, કર્તાએ કીધા ઉત્પન્ન.
દુઃખસુખ શિરનો રાખ્યો ભાર, તે ભોગવવો છે નિર્ધાર. ૨૦
દુઃખથી ત્રાસી નાઠા વન, ભીખ્યાથું રાંધેલું અન.
આપ્યું પ્રભુએ સુખને કાજ, તે કરવું આપણ શિરતાજ. ૨૧

### દોહરો.

કેછે સુત વિત પામિએ, વિણ મેનત આ વાર.
ગંગ આવે ઘર આંગણે, કો કિમ જઈએ બાર. ૨૨

### કુંડળિઓ.

સુખથી સંપત સાંપડે, દુઃખ સઈએં સા કાજ.
ઘરમાં બેઠે ચોગુણા, નાણા થાએ આજ.
નાણા થાએ આજ, કરે જે મરદ બુધીનો.
ધિઃક વેપારી તેહ, હાનિ સાની જે ખીનો.
બાપા બમણાં થાય, આપો આસા જે સુખથી.
ત્રગણાં ત્રીજે દિન, સંપત્તિ સાંપડે સુખથી ૨૩

## દોહરો.

જનક કહે જરૂર તુ, વિણ મેનત વિત આય.
શેર વેપાર ને આ સમે, વિના દલાલે થાય. ૨૪
લખવું નઈ કંઈ કાગળે, નહિ દલાલનું કામ.
શેરોથી સુખ શો ગણો, હોય જુગારી ઠામ. ૨૫
બાપકને બેટે કયું, કિમ જુગાર કેવાય.
શેરવેપારજ આસમે, સુધરેલ થળ થાય. ૨૬

## ચોપાઈ.

કિહાં શેરને કિહાં જુગાર, અંતર એમાં અપરંપાર.
પતિ આળા જેવું એ કામ, વળી હાથ આપણને દામ. ૨૭
બેંક બેંગાલ નામે કરી, ત્રણ ક્રોડની થાપણ ધરી.
પચોતેર શો ભાગો ભરયા, એક ચાર હજાર ઉધરયા. ૨૮
વળિ કરી મધરાજે નામ, ઓગણત્રીશ લાખોનું દામ.
ઈટલા શો ભાગો આપિઆ, એક દશ શો પૂરા થિઆ. ૨૯
મુંબઈ નામે ત્રીજી થઈ, દોડ ક્રોડની થાપણ લઈ.
ભાગ એક દશ સો નો ભરયો, એવો ઠાઠ દાનાએ કરયો ૩૦
એ આદે બીજી જેટલી, ધંધે પરસ્પર રઈછે મળી
કરે શરાફી કેરૂં કામ, બ્યાજ વંચણી સોળજ રામ. ૩૧
બ્યાજે પુંજી વધતી જાએ, લેતલ લોકો અધિક કમાએ.
નફા સહીત વેચાયે ભાગ, થાએ પ્રાપત જોઈલ લાગ. ૩૨
કુંપનીઓ વેપારજ કરે, માલ મુલકથી લાવી ધરે.

---

૧. શેર.

નફો ખાઈને વેચે માલ, શેરહોલ્ડરે થાએ ન્યાલ. ૩૩
કંઈતો જાજ ચલાવે જાણ, આપણ તેને કઈએ વાણ.
કંઈતો વીમો માંડે થોક, જાએ જણશ દામદે રોક. ૩૪
કોઈ મજુરી કેરે કામ, મેળ વિણ છે લાખો દામ.
પ્રેસે[1] પુંજે[2] રાખી નિજ પાસ ઠીક કરી બાંધેજ કપાસ. ૩૫
કોઈ કપાસે કાપડ કરે, માલ તેણી વખારો ભરે.
નફો થાએ જટ વેચી ખાયે, હાંસલ તે ભાગે વેચાય. ૩૬
ગ્યાસ કંપની લાઈટ કરે, અગ્નિ ગાડિ સૂકાપર ફરે.
પૂરે દરિઓ પથ્થર ભરી, થશે લાભ વીશેષે કરી. ૩૭
એવાં કામ હજારો હાલ, થિઆં આજ કોય થાશે કાલ.
કાઢનાર ક્રોડાધીપતી, કામ વિશે અગાધજ મતી. ૩૮
સુધરે દેશ અબાદજ થાએ, જનો તણાં દારિદ્રો જાએ.
તે કારણ કામો થાપીઆં, શેર ગરીબો ને આપિઆં. ૩૯
તે શેરો દેવાય લેવાય, શેરતણો તે સટો કેવાય.
દ્યો બ્યાજુ વેપારજ કરો, તમે પણ તેમજ આદરો. ૪૦
કહો જુગાર તે કેમ કરી, પેહેલાં તમે વાત ઉચરી.
સમાધાનજો સુજને થાએ, તો કરવાની મમતાં જાએ. ૪૧
નહિ કાં કરૂં જઈ આ વાર ઢીલ નથી તેમાંય લગાર.
લાખો પળમાં લાવું ઘેર, જાઈ ખરીદુ એવા શેર. ૪૨

## દોહરો.

બાપ કહે સુત સુગ્ન થઈ, સમજી સાર અસાર.
શેરો પછી ખરીદજે, કૌ છો વાર હજાર, ૪૩

૨ સાંચા. ૩ ધણા.

બેંકો કામ શરાફિનું, કરતી આઠે જામ.
ઉપજે વ્યાજ વિશેષ તો, શત* એકે દશરામ. ૪૪
કુંપનિ પ્રેસ મજુરિથી, નફો કરે નિરધાર.
સટો થાએ તે શેરનો, કીમત હદથી બાર. ૪૫
કાપડ સૂતર કાગળો, ઈટ ઉપાવણ હાર.
તે શેરો લેવા યકિમ, મૂલ્ય એકના ચાર. ૪૬
કંપની ઓ વેપારની, થઈ ઓ છે આકાર.
નફો ખોટ જાણ્યાવિના, શેરોમાં નઈ સાર. ૪૭

## કુંડળિઓ.

માટે માની માહેરૂં, તજ તૃષ્ણા તત્કાલ.
અલ્પ કાલમાં શેરથી, લોકો થશે બેહાલ.
લોકો થશે બેહાલ, ખાશ્યું પૂરવનું ખોશે.
કાગળ કરમાં ગ્રહી, રાડ પાડીને રોશે.
અરધે દામે એહ, વેચાશે વાટે ઘાટે.
લેનારાની લુટ થતે, ચાર આના માટે.

## દોહરો.

સુણી વચન પીતાતણાં, ઉચ્ચ સ્યો સુત સાક્ષાત.
શટ્ટે તો બટ્ટો ખરો, (પણ) તત્વ તપાસો તાત. ૪૯
સારાસાર વિચારવિણ, આપોછો અનુમત.
આ તો વખત કમાઈનું, સમજો મનમાં સત. ૫૦

* સઈકડે

બુદ્ધિ બળવંતા બહુ, વળિ મોટા વિદવાન.
ઉદ્યમ પ્રિય એવાઓને, તમને નમળે ભાન. ૫૧
વધી કિમત છે કારણે, નિશ્ચયે નફો દેખાય.
ન્યાયિ ક્વીને પંડિતો, લેવા સઉ લલચાય. ૫૨
પશ્ચમ પક્ષ પયોધિને, હટવિ હજારો વાર.
જમીકરી ત્યાં જડપથી, ઉપજે દામ અપાર. ૫૩

### કુંડળિઓ.

શેરો વીશ જ શત કસ્યા, શત પચાશનો કાળ;
સાઠ હજાર નફો દઈ, લેછે લોકો હાલ.
લેછે લોકો હાલ, કાલ કમાઈ થાશે.
પ્રેમી મિત્રે કહ્યું, લાખ દોઢે વેચાશે.
માનો મારી વાત, આવે દોલતની નેરો.
લઈએ જઈ તત્કાળ, એકએનાં જો શેરો. ૫૪

### ચોપાઈ.

રીચીનાં બચ્ચાં બોલાય, જળભાવે તે હાલ ઓલાય.
નિકલ તણાનો ઓછો દામ, ત્રણ હજાર છે નફો તમામ. ૫૫
ટાંકતણા તો સસ્તા શેર, દેવા આવે છે તે ઘેર.
ચાર હજાર નફો દીજીએ, મજ* ના બાર પુરે લીજીએ. ૫૬
એકએ પૂરે પરવીન, પયો નિધીપર કરે જમીન.
ઉપજ થાશે અતીએ ઠાર, કહો બાપ કેવો વોવેપાર. ૫૭

---

* મજગામ.

दोहरो.

કનક જનક કે પારસિસ્મે, ખરો તે એવો ખેલ.
ઞટો થાય્મે છે શેરનો, માટે મમતા મેલ. ૫૮

કુંડળિયો.

ઉપયોગી છે એક એક, તેમાં ફેર ન ફાર.
પઈશાકેરા પ્રેમજી, હે તે કરી જુગાર.
હે તે કરી જુગાર, જગત ધુતવવા ધારી.
આજ ઞરથને કાજ, રચો તારીફ ઉચારી.
ભોળોજન ભરમાય્મે, લોભનો હોય્મે રોગી.
છે તારૂં કલ્યાણ, સમજ વાણી ઉપયોગી. ૫૯

દોહરો.

તનુજ કહે હે તાતજી, કાં મિત્રે ઘો આળ.
કોટી ખૂવજને ક્યાં કહ્યું, શેરો લે આ કાળ. ૬૦

સવૈયો.

શેર તણો આ સેરજ માંય્મે, વેપાર અપાર ધરોધર જાગ્યો.
પંડિત ન્યાયિ કવી વૈદે પણ, ઈશ્વર પાસથિ એ સુખ માગ્યો.
ફકીર જતી ને જોગીજેજન, ત્યોને એનો લોભજ લાગ્યો.
કાલને કાલનિ હાલ થયોન, રહ્યો ઘર બેશિ મનુષ્ય અભાગ્યો.

દોહરો.

પિતા કહે છે પુત્ર હે, તું પણ મન પછતાઈ.
ફકીર જોગી સંગમાં, જંગલ વથી સજાઈ.

## કુંડળિઓ.

જંગલ વશસે જતિ જઈ, ફકીર ફરશે ગામ.
ન્યાયિ વૈદ્ય કવિ પંડિતો, પાશન રેશે રામ.
પાશન રેશે રામ, પછી પસ્તાવો ખાશે.
કાગળ કરમાં ગ્રહી, કૈકને ઘેર ઓલાશે.
અંતે અરચણ માટે, આલશે કંઇ અમંગળ.
છેકરવાની હામ, વશિ સજઈ તું પણ જંગલ.

## દોહરો.

બાપા બોલો તોળ વિણ, ખોલો નઈ ખરિ વાત.
બેંકો ખાડા જેટલા, છે મહતોને હાથ ૬૩
કરશે કઈક ઉપાવથી, અરથ આણશે ઠામ
તે સમજ્યાછે જેટલા, લેછે દઈને દામ
એટા બુદ્ધી તાહરી, કાં ગઈ કુણ ગામ ૬૪
ક્રોડીપતી કમાઈ કિમ, દેશે પરને દામ
વિરલો કોઈ આ વિશ્વમાં, હશે હજારો માય
તનધન પરને કારણે, દેતાં ડરે ન કાય ૬૫
ઇંદ્રજાળ આધારથી, અદ્ભુત ખેલ અનેક
કરી ધુતવે ગારૂડી, ઘણું તો પૈસો એક ૬૬
ગારૂડિ-ગુણના શેઠિઆ, ક્રોડપતી કેવાય
ખેલ રચેલો કાગળે, દોલત લુટી જાય ૬૭
હજી હજારો લોકની, હરિલ શેહર દંમ
તું જેવા ભોળાઓને, પડશે નઈ કંઈ ગંમ ૬૮.




વ્યર્થ અરથની આશથી, પેશ ... ...
ગાસ ગુણ વિશ્વાસ કરિ, રેછો નિ...દિત ...
તનય તરત ઈમ ઓચર્યો, પાસ ભલો પરિણામ,
દીઠે મુખ સુખ ઉપજે, તનમાં તરત તમાંમ ૭૦

કવિત મનહર.

પાસરયા આશથી નિરાશ કોય થયા નઈ,
ઉચેરા અવોસોત્યોએ આસમ ઉઠા વિઆ.
વળી વિશ્વાસ ધરી ત્રાસ મૂકી તરત શેર,
લીધા ત્યોતો પલકમાં લાખો ઘેર લાવિઆ,
હજી ભજી રેશે તજી દેશે નઈ દાસપણું,
જાણજો જરૂર તેણે દારિદ્રો ગુમાવિઆ,
ઈશે આજકાળ એવો સરજ્યો ન સત્ય કહુ,
જેહાં પગધારે વિક્રમજ તહાં આવીઆ. ૭૧

દોહરો.

રાજા વિક્રમ ઓચર્યો, સુતતુ વિતને માટ,
રોશે જોશે શેરને, લોકો વાટે ઘાટ, ૭૨

કુંડળીયો.

રાજા વિક્રમ માનિને, દેખશ દીન દયાળ.
અલ્પ વખતમાં એહથી, છે મુંબઈપે માલ.
છે મુંબઈપે માલ, સહિત ગુજરાત જગણ જે.

---

૧ રાજાજીર.

નિરધન મોટાનાથ, થશે શેરોને વણજે.
ખીજે નઈ દેખાય પૂનમે પેખશે જાજા,
નકી નિશામાં ચંદ્ર અવશ્ય ઉડગણનો રાજા ૭૩

દોહરો.

સુણ તું વાત યુરોપની, આવે અકલજ શીસ,
સટો વધ્યો તો શેરનો, પૂરો વિશવાવીશ. ૭૪

ચોપાઈ.

સને સોળસેં ત્રીશેં ચાર, સટ્ટો હાલંડ દેશ મુઝાર.
એક "ટ્યુપીલ" નામે ફુલ, લેવા ધાયા લોકો કુલ ૭૫
ભાવ પ્રતીદિન વધતો જાય, લેહે આજને કાલ કમાય.
સર્વ તણુ ચિત તેણે હર્યું, વડાવિપારિઓએ કર્યું ૭૬
અફશલ ઉદ્યમ અળગો થયો, કર્યાવિના તો કોય નરહ્યો
નરનારી સહુ જઈ બજાર, કરવા લાગ્યા એજ વેપાર ૭૭

દોહરો.

લોક રોપેને કારણે, લલચાણા ચિત માય
લક્ષ ફ્લારીન સવડે, લેતા ડર્યા ન કાય ૭૮

ચોપાઈ.

આડમિરલલિક ફનજે ફુલ, ચુમાલીશ શત ફ્લારન મૂલ.
વાઈ સરાયના ત્રણ હજાર, ભાવબોલાએ એમ બજાર. ૭૯.

૧ વેપારેં. ૨ ફુલનો રોપો.

આગષ્ટનના પાચ હજાર, ઉપર પાચશો હજી વધાર.
એક મૂળીઆના આપિઆ, ફુલરોપ ઘરમાં લઈગીઆ ૮૦
બાર એકર ભૂમી ભરિદઈ, સટ્ટાબાજ ગયો એક લઈ.
એમ કઈક ચીજોને માટ, ફુલ ફેલાયા વાટે ઘાટ ૮૧
સને સોળશે છત્રીશ શાલ, પુષ્પો માંય પડેઓ બહુ માલ.
બેશ બજારો નવી બંધાઈ, રોકડ વાયદે રયા વેચાઈ. ૮૨
સટ્ટાબાજ ફર્યા જેટલે, ભાવ ગળ્યા તરત તેટલે.
સહુ વેચવા આલ્પાબાર, લેનારો નઈ રયો બજાર. ૮૩
અંતે અતિઅરકળી થઈ, સંક્ષેપે તે તુંને કઈ.
નિરધન થઈ ગિઆ મોટા વાથ, દમડી નઈ રઈ કોયને હાથ

દોહરો.

સારડીનિ આનાં રાજને, લાય નામે યકે જંન.
કહ્યુ કમાઈ ક્રોડ દહુ, મંનથાય પરસંન. ૮૫
સારડીનિઆંનાં રાજથી, માંન મલ્યું નઈ લેસ.
પછી લએ ત્યાંથી જઈ, પારીસ કર્યો પ્રવેશ. ૮૬
ફ્રાંન્સનાં પરધાંન ને, ગામી લાયની વાત.
સતર સોદસ સનેહથી, સુણ થયું ઉતપાત. ૮૭
ઇષ્ટ ધડી આ બેંકને, થાપી તેણે ઠાર.
મસી સવિ પણ કપની, કરી ખરી એ વાર. ૮૮
સમજી સાચું સરવને, થૈ પ્રધાન નેં પ્રીત.
ટેવ્યું તે મઉ જુનઈ, ગયું થૈ વિપરીત. ૮૯
સુણ કહુ તે સંક્ષેપમા, ગાડું થૈ ગયું ગાંમ.
લાય ઘેર તે લખપતી, ભિખવા ગયા તમાંમ. ૯૦

વલી એહ વેપારથી, કઈ કે ખોયાં પ્રાણ.
મુંબેમાં પણ તેમ થસે, હાંસી બીજી હાંણ. ૧૧૦
સંધી કહી સંક્ષેપમાં, અસલઈ રોપની વાત.
લિખવા બેસ જો કાગલેં, તોલિખાએતા સાત. ૧૧૧
એં મથયુ યુરોપમાં, સુણીતેં સારો ધાર.
છે કરવા દિલ હાંમ તો, આ વખત ઉચાર. ૧૧૨
ભંનક જંનક વચનો તણી, તનક ન ઉતરી કાન.
દરપણ દ્રગવિણ પાશ જેમ, બધીર આગલ ગાંન. ૧૧૩.
તાત તમેં જેઓ ચરચા, અસલ યુરોપની વાત.
ભય લય તેથે ગયો, સમજું છું સાક્ષાત. ૧૧૪
અસલ યુરોપથલવીસેં, જેવી થૈતી હાંણ.
અહી તેવું કાએં પણ, ડર તિલભર નૈ જાણ. ૧૧૫
વાતો સુણી ગણી કછે, મેં પણ બહુ આ કાલ
કેં નારાઈ ગરે પણ, સેરો લેછે હાલ. ૧૧૬
લીધા છે લેવા વીસેં, ચીતેં દેખાએ ચાએ.
કહો પિતા એ જોહીનેં, હુથી કેંમ રેવાએ. ૧૧૭
બાપ કહે હે બાલકા, અપટ થાસ આવાર.
જપટેં કપટની જાલમાં, લૈલસેમન ધાર. ૧૧૮

કવિતમનહર

જાંણીનેં જરૂર જીતું લેવા લલચા એ છે તો.
હરાંમ હરદંમ રયો વસીયોનાં ગટમાં,
ધારીને વિમારી બેટા દિલમાં ઠેરાવ્યું હસે.
લાભ જે મિલ તે લહી લવો છે જપટ માં,

તરત માં તુટે એવી આસા નથી હુને પણ.
વીર તો વધ્યોછે એવો લોકો કેરાથટમા,
અંતરની એક પણવાત કેતા હસે નઈ.
થયાછે તૈયાર એતો ચોખ્ખાતર કટમાં, ૧૧૯

## દોહોરા.

તનુજ કહે હે તાતજી, માંને ન મારૂં મંન
આસા આપેથી થસે, તરતમાંજ પ્રસ્ન. ૧૨૦
રસ્તે સસ્તો હેમ છે, લેવા મંન લલચાય
વખ્ખત જાએછે વેગથી, જટ હેમેં રજાય ૧૨૧
દીવા કઈ દ્રષ્ટાંત પણ, સુત સંમત્યો નઈલસ
સુ કરે સીક્ષાબલી, ગધે નહી ગવેસ ૧૨૨

## કવિત.

ખ્ખરની તે પીઠપર ખુબ કરીકો એનર
વેદ અને વેદક બે બાંધે તરતિ બથી,
પછે ગેધો ગામ મુકી પાવરો પ્રદેસ ચાલે.
સંન મુખ્ખ મિલે આવી સારદા નસીબથી,
પાંના અને પોથી પોતે સ્વહસ્તે ઉતારી કરી.
સીક્ષા એતી આપે સારી આપો આપજી ભથી,
જુગ વીતી જાસે મુરખ્ખ ગ્નાની નહીં થાસે.
રતુકહે. સંમજેસે ખાત્રે એક [1]દીલથી, ૧૨૩

[1] માર

દોહરા.

બાપે પછી બીમારીએ, છે લોભેજ ઉપા
કરૂં ઘેરથી વેગલો, થાંનારૂં તે થાય. ૧૨૦

ચોપાઈ.

બાપેં ધાર્યુરિ દેયામાંએં, સત્યકેવુંન સુણીએ કાએ.
આપી હીસો અલગો કરૂં, મારૂં લૈ હું પાસે ધરૂં. ૧૨૫
વિપત વખતેં આવેકાંમ, એપાસેં નઈ હસે બદાંમં.
સારે ઉપાએ સારૂં કાજ, જેમ રહે મારી જટે લાજ ૧૨૬
બેટાને બોલાવી પાસ, દીધી ધંધાકિરી આસ
કરતું મનગમ તો વેપાર, તારા હોસાનો મુખત્યાર ૧૨૭
અરધ દાંમલ તારે હાથ, અરધો રાખું મારે સાથ,
મારૂં મન ધાર્યું હુ કરૂં, તેમાં તુથી કાએ નડરૂં ૧૨૮
તારૂં અરધ આપલ ઉઠાવ, કર પાર જેમ ફાવે દાવ
તારે નામેં કરજે કાજ, ગટે વધે તે તારી લાજ ૧૨૯

દોહરા.

બાપેં લીધા લક્ષણે, બે પૂત્રની પાસ.
ચાર લાખએ વેંચીઆ, નૈ કો ત્રીજો સાથ. ૧૩૦
આઠ લાખોથી અધીક, કેવાંયા કઈ ઠાંમ.
થાપણ આવી ગામની, પૂરે ચારેં રામ. ૧૩૧

સવીયો બત્રીસો.

ક્રોધ સ્વભાવની કામની ને
ગર મોટપ જટમાં જેદીધી,

માટ ભરી મદીરા પીરસી
મરકટતણી મજમાંની કીધી;
માખો પાડોસ મા પુછકરી.
રિછો રાખવા જુપડી લીધી,
રતનસી કે ભાંગ ગણીકને
ગાડે પેટભરીને પીધી, ૧૩૨

દોહરો.

દોલત આવી હાથમાં; અકલ ગઈ આકાશ.
સોબત થે શટાઈની, અબજ થયાની આસ ૧૩૩
શેર બજારે સંચર્યો, અંતર ધરી ઉમંગ.
ઉભો અકલ બાજ થૈ, જોવા પીઠનું રંગ ૧૩૪

॥ રાગઓખરણનું ॥

॥જાગીજાગીરે રામા જોને રસની ભરીઈછે॥

ઊભો ઊભોરે જઈને શેર બજાર ઊભો ઊભોરે: એટેક છે
સોર કરે દલાલો દિસે દિસ, કાગલો કરે ધરીનેરે,
લઈએ લઈએ લખપતીઓ આતો,વખ્તત ન આવે ફરીનેરે,ઊ૦
અકલબાજ થૈ અંત્રીક્ષ બેઠા, મુછો એ વળ દેતારે,
નગદ નાણા આપી આસમે, કરે કાગલો લેતારે, ઊભો૦
દીઠા તહા માહામોટા વેપારી, શુને બેસી આવલરે.
તાડ જાડ સમ કોઈ તો લાંબા. કોઈ વૃક્ષજ બાવલરે, ઊ૦
થ્યો થ્યો ને લ્યો લ્યો એ સમે, કપાલી સ્વરે બોલરે,
પાસતણી પાકીટો કોઈતો, પઈસો દેવા ખોલરે, ૦

બગીચ્યે બેસી બહુજન બેઠલ, કોઈ સગરાંમે પેસીરે,
ભૂમીપર કોઈ ભમતા દીઠા, કોઈ થાકી રહ્યા બેસીરે, ઊ૦
બાવન હજારે બેંકબેનાં, લેવા કઈ લલચાતારે.
મજગામના બાર હજારે, અતિસેં અતુરથાતારે, ઊ૦
આઠ હજારે ટાંકતણાને, રેચી ચાર હજારે રે,
નિકલના બચ્ચાત્રીસસે પુરે, ભાવ બોલે બજારે રે, ઊ૦
નવાખોજા જાનઈસ્ટાનું, ભાવ ભલુસ્યા બોલીરે,
રાયેલના અતી સસ્તા સેરો, લ ગાચીને કે લીરે, ઊ૦
નવા ખોજા ચાલીસ ને આઠે, સંત્રેલ તે નવવીસેરે,
દાવરના કોઈ દેતાં દેખે, ટકે પુરે ત્રીસેંરે, ઊભો ઊભોરે
લંડના કોઈ લેવાઈછે નઈ, સુરતનાં સહુ લેછેરે.
વાડી આજીની બેજ વીસો, પ્રસીધ ભાવ એમ કેછેરે, ઊ૦

સાખી.

ખાડા બેંકોના સુણી ભાવો, ઈસપનીગો નાંખે ઠામેરે
ફિનાનોના લખુ કેટલા, તેતોછે બહુ નામેરે. ૧૩૬
વધતું સુંત્યા પેખીઊ, સુણજો સગલા જનરે.
જોઈત સમે સેઠનું, મન થઈ પ્રસનરે. ૧૩૭
॥દુર પંથ છે દ્વારાં મતી કેમ જવાએ મારીવતી

॥ એઢાળછે ॥

મુકી કસ્ટમનું કહી કામ, લેવા લાખો પલકમાંરે દામ.
કહી દીઠા સુધારાના સાથીરે, વેંદો ધનવાન થાવાને આથી ૧
બારીસ્ટરો ભદ્ર કરાવી, સેર બજારે ઊભલ આવી.

મેન લાખો લેવા લલચાએ, અબજ પતિ [illegible]
પોસ્ટના જનો મુકીને પગારો, લેવા અવલક્ષણમાં હજારો
ઔષધ દાક્ટરે મુકી પડતા, દીઠા સેર બજારે આથડતા ૩
ન્યાઈ એ ન્યાયેથી મન ઉતર્યું, કોઠીપતી થાવને વિચાર્યું
લમકરી જનો અતી લલચાણારે, મરવું નેને સુકૃત લેવા નાણા ૪
ઈમકુલોના ઉપરી આવ્યા, સુકૃત સેરો મળેલ તે લાવ્યા.
ન્યુસો લખતલ નશે ભરાણારે, વિના મેનતે લેવાને નાણા. ૫
દિઠા શીતીના ભાષણો કરતા, સટો જુગાર જ્યોઓચરતા.
બોલ્યુ લખ્યુ સઘળું ગયા ભુલીરે, મુકી પદવી પોતાની અમુલી ૬
પુરાણીઓ પંડીતો જાજા, થાવા પલમાં પોતે તાજા.
પુસ્તક પાસના મુક્યા ઠેલીરે, કરે બજારે સીરએસી. ૭
સેઠો પારસીઓ ત્યા આવ્યા, સાથે નોકરોને પણ લાવ્યા.
મુકી મેનતનુ જે કામરે, થાવા જટમાંએ ધનવાન ૮
કોએ કાનસીએ વળ નાખી, સીસે પાગડી લટકતી રાખી
છુટો પેરી જોરમાં ચાલેરે, પગ ધરતાં પૃથ્વી હાલે ૯
ઈસ્ટાકીન પેરી કોએ ઊભો, સેરો સાંભરા લેવા મનસુબો.
હાક મારે દલાલોને બલમારે, એકના ચાર કરીલેવા પલમાં ૧૦
સુંધરેલા સગલા ખોજા, પેરી હાથ પગોમાંએ મોજા
ઈમકી ગાડીએ ચડીને આવ્યારે, સાથે સેરોના બંડલ લાવ્યા ૧૧
હાંકે ગાડી કોચ્ચ વશ થઈને, બેઠા રેનો હાથમાં લઈને.
હાંક મારે દલાલોને ભારીરે, આપો આપો રલા તે ઉચ્ચારી ૧૨
ગુજરાતીઓ ગાડા થૈને, નાખે સેરો ચડાવતા જઈને
બોલે બજારે સઊ સાંમા રે, ધંગસી દીસે ઊભે નહિ સ'

સેર ઘેરજ હીને તપાસે, ધારે દોઢા બમણા થાસે
આસા અંતરમાં અતિ ભારીરે, કામ કીધા પછી જોયવચારી ૧૪
મારવાડીઓ મંનથી દાયા, સેરો લેવા સામટા ધાયા
આછો આછો એટલું બોલરે, કાગલમાં સુછે નવખો લે ૧૫
વંણીકોક છતણા તે કમાવા, પલમાં સેઠો સઉએ થાવા.
૧૦ ગીનગીન ખટને ખરે ખરો નાણું, નઈ અચે હેડોપછેટાણું
એમ આપસમા રચાબોલી, વાત જુવેન તપાસી તોલી.
હેંમ હરવાને હરખાયા, દીવે પતગપડે તેમ ધાયા ૧૭
કોટવાં કીને કાંને કલમા, સેરો લાવી આપે એક પલમા.
સીસે ગાભા ગોઠવી બાંધેરે, દાણો પોચેતો બઈરી રાંધે ૧૮
એવા છાપરીઆ ફિરે છુટ, કરે સેરો તણી કડાકુટ.
હોએ નફોતો લેવા ધાએરે, ખોટે સઉપેલા ભગી જાએ ૧૯
ભાટીઆ ભાઈ બાપને લાવ્યા, સકુટંબા બજારે આવ્યા.
લહી સેરો ઓછે દામેરે, ચડાવી લેતાજટ નામે ૨૦
કોએં મુકયું મુકાદંમી કાંમ, કોએ કાપડ કર્યોતે હરાંમ.
ઘરેણું વેચીને સેરો લીધારે, જાણ્યુ કારજ સગલા સીધા ૨૧
મેઢો એક પડે જૈકુવે, તેને પાછલનો નહીં જુવે.
૨ એકતેમ બાજો ધારેર, ભલી બુરી કાંએં નવ ચારે ૨૨
લતાનીઓમોઠારે આવી, લાવ્યા નાણુ હુડીઓ વટાવી
(ભાડીએજ પુટ દલાલોને કેછેરે, સેરોઆંખોઢાંકીને લછે ૨૩
દીઠી બાજીરાઓનીજાત, ધંન મુક્ત ઈછે દિનરાત.
(મુખેં પાઈજેં પાઈજેં એમ બોલરે,વાતકરતાં આંખોનઈખોલ૨૪

---

૧ એયોની ભાસા છે ૨ એયોની ભાસા છે.

રાંધણીઆ સીનોરો આવ્યા, સાથે રોકડુ નાંણુ લાવ્યા.
મુકી ચાકરીને જટ ભાગારે, આવી સેર બજારે લાગા. ૨૫,
બ્રાંમણોકે ભલીસરવે થાસે, એમા આપણનુ સુંજાસે.
કાંક કલા આવડ્યુ સીખીરે, ખોટ થાસે તોખાસુરે ભીખી. ૨૬
કરે ખુદા બરે ખરીસેર, મુલાંઓ કે લઈજો સેર
અંતે ખાટ્યુ હસેતો લેસું, ખોટે બાંગ પુકારીને દેસું. ૨૭
અતિતો કે આપણે લઈએ, શાશાઈ પાછલે રઈએ.
નફો હેખસુતો કાળજઈ ભરસુ, નેકા ભગવા તરત જૈકરસુ. ૨૮
અંત્યારસીકે વાએદે લહીએ, કેદી આપણે તિબાલ છઈએ.
ઉપત ઉંઠ મણાની જો થાસે રે, તોતાં ખોટ આપણથી દેવાસે. ૨૯
જતિઓ કે વંણીકોના લઈએ, જેના ગુરૂઓ આપણે છઈએ.
કાંમ પાડવું પેપલા સાથેરે, ખોટે કપડુ ઓઢસુ લેમાથે. ૩૦
સોનીઓ કે સાસાર કરીએ, લે વાએદે ઘેરમાં ભરીએ.
લાભહસે તોનાણું દે લેસુરે, ખોટે અગીઠા માંથી દેસુ. ૩૧
કંસારાઓ કે સરસેજો કાજ, ઉભે વાએદે ભાવ ખરાજ.
તોતા લેવાને જટ જાસુરે, ખોટે ઘેર કુટસુ કાંસું. ૩૨
લખપતીઓ લોહારોકે લ છે, બાંધી મુદતે ભાવ કરી દેછે.
તારે આપણું બંધન છે સુરે, ખોટે કોડે આવજે કેસુ. ૩૩
મોચીઓ એ મરજી કીધી, રાહ સેર બજારની લીધી.
જારે મોચીઓ ધ ભરાએ, કોણ પુછે રાંપડીનો ગાએ. ૩૪
થૈ દરજીની મરજી મોટી, ઘેર ક્ષણ રહયો નંઇ ખોટી.
નફે નગદ નાણુ લેસું, ખોટે, થીગડુ મજબુત દેસુ. ૩૫
ઘાંચીઓ કે ઘેરકાં રઈએ, થોડા સેરો જહીને લઈએ.

એકે પેલાં સો માગીયા, વીસ લાખ તે નગદ જ થીયા.
સંગલા પેલી બેંકે રાખ્યીયા, કીધુ એમજે કાંમ આવીયા ૧૬૩

દોહરા.

આપ અર્થ એ લાગવા, અદ્‌ભુત કસ્યા ઉપાએ.
વિગતે તે જો વરણવું, ગ્રંથ વધી બહુ જાએ ૧૬૪
તે કારણ સંક્ષેપમાં, કહુંછુ કાંઇંક સાર.
સ્યાંણા તે સંમજી જસે, કીધે સહજ વિચાર ૧૬૫

છપય

આજુ પરને નાંમ, આપ બેંકે થી લીધા.
સારે ભાવેં સેર ; જહી ફિનાંન ને દીધા.
પૈસો આવ્યો પાસ, આસ વધી અંતરમા.
સસ્તા લૈ નેં સેર, રાખ્યા પોતાનાં ઘરમાં
ફાવવા આપ ફીનાંન માં, બેંકમાં બમણા કાજ.
ભાવેં વધારવા ભાવને, વળી વધારવા લાજ ૧૬૬

કુંડળિઓ.

પોતાના ખીજે લહ્યા, પરના આપે સીશ.
ગાંડુ કરવું ગામને, એ રટના અહર નીસ,
એરટના, અહરનિસ, પંઈસો પરનો હરવા.
સાંમટા લહીનેં સેર, ઘેરમા જઈ સંઘરવા.
મંદ મતિ નો સેઠ, બોલ, ભુલ્યો બાપાના.
સુણજે સગલા લોક, પસસ્યા પાપ પોતાના ૧૬૭

## ઇંદ્રવિજય છંદ

શુક હતો એક મા સુખમાં, ફલ દ્રાક્ષ અંજીર અહો નિશ ખાતો
દાડિમ દ્રષ્ટ દિઠું જ હતું ન, બતાવવા કાગ મલ્યો મદમાતો
તાળ તણા દ્રુમ પાસ ગયો ઝટ, પોપટ પંડ થયો રળિઆતો
ચોંપ થકી જઈ ચાંચ લિગારક, મુખિ પછે મન થ્યો પછતાતો ૧૬૮

### દોહરા:

શુક જેમ થયું આ શેઠને, અંતર ઊઠી આગ
શેહર રજડયા શેરમાં, ગટ્યો ભાવ અથાગ. ૧૬૯
મજગામ ના મુકત કોઈ, લેવા નવ લલચાએ.
ટાંક તણા થ્યા રાંક તે, ભાવ નઈ બોલએ ૧૭૦
નિકલ તણા નુ નર કોઈ, પુછે ન પ્રીતે ભાવ.
બત્રીસ સો માં બેંકએ, દેતા કેતા આવ ૧૬૧
રીચી વેચી કિમ સકે, અંક વિના તે એક.
એમજ ફિનાનો ગટિ, બેંકો ગઠી તે છેક ૧૭૨
મુંબે બેંકનું માનતે, રાખ્યો દહીને હાથ.
દસ ટકા તાહરે રહ્યો, હતિ સરકારજ શાથ ૧૭૩
ઘટ્યા ભાવ ઘડીકમાં, પડી બજારે પોક.
સોર લાખ ના સેર પર, લાખ મિલે ને રોક ૧૭૪
અતિ દુઃખ આવ્યું શેઠ પર, થૈ નાણા ની તાંણ,
કેમકરી અલગી કરે, હાંસી ખીજી હાંણ ૧૭૫
કુલે મુગળા સેર પર, ત્રીસ લાખ નું દામ
ઘરનું ખીજું ગામનું, રોકાયુંજ તમાંમ ૧૭૬

લાખો તો લુટાઈ ગઈ, રસ્તે વસ્તે સેર.
વળી વિસેસેં પુર વિસેં, થૈ આબરૂ ગેર ૧૭૭
ખરેખરોએ ખૂટસે, બોલે બાઈ ભાઈ.
ગિલા એમ તે ગામમાં, ઘરઘર રહી ગંવાઈ ૧૭૮
બાપો સુણતાં બારથી, આવ્યો પુત્રની પાસ
સું હાલતતુજ ઘર તણી, પલમાં તેહ પ્રકાશ ૧૭૯
સુત કહે હે તાતજી, સંકટ મારે સીશ.
થયો નાણાની તાણથી, રદે ન ધરસો રીસ ૧૮૦
દુઃખ દરીએ છો મધ્યમાં, તારી લ્યો જે તીર.
ઉગરૂં હુતો આપલે, ધારૂં મનમાં ધીર ૧૮૧
પિતા કહે હે પુત્રજી, સાચેં સાચું બોલ.
સું અવેજ ઘર તાંહરે, ખરી વાત તે ખોલ ૧૮૨
બેટો કહે હે બાપજી, સાચે સાચી વાત.
અવેજ ઘર અરધી નથી, કહુંછુ તે સાક્ષાત ૧૮૩
અરધી ઘર નથી આવખત, તેલ ધુપેલ ને કાજ.
ત્રીસ લક્ષના સેરછે, જેથી રહેન લાજ ૧૮૪
પરચુંણું દેવું પાંચનું, પાંચ તણું દરાક.
બેંક ફિનાનો આપણી, માગે કહુછું સાફ ૧૮૫
પાંચ લાખ પર બેંકને, તેદેવા તતકાલ.
ભીડ સરવ દસ લાખની, બાપા હુને હાલ ૧૮૫
જનક કહે તેં તનક પણ, વાત ધરી ને કાંન
તેહ પાપમાં આસમે, થાસ હવે હેરાંન ૧૮૭




કવિતમનહર

ક્ષાર ક્ષતી એડી બીજ વાવ્યું અરે એત્ર તેનો મેં,
અતિ ધાંન ઊપનાની આસ ધરી મનમાં,
મારૂં દીધું ખોયું અને લાજ ખોઈ લાખો કેરી,
લોકો લુટી લેવાને તેં ધાર્યું તારા તનમાં,
સારી શીક્ષા મારી તેં વીસારી કાંય્યે માની નહિ,
બીતી તારી થઈ જઈ પુરી પર ધનમાં,
હવે રયો હારી મુખ હામ્યે તે ઉચારી ભારી,
ઉગર્યાંની બારી કોય્યે સુજે ન સ્વપનમાં, ૧૮૮

દોહરા.

આબરૂ તારી આપલે, મે લાખે સચવાય્યે.
હરદમ હાજર તે કરૂં, જો રૂડુ કેવાય ૧૮૯
લાય ઓળાય્યે ન કોગળે, જોઈએ જલની ધાર.
બાપા તારી લાખ બે, શું સરે આવાર. ૧૯૦
પેખી દુઃખ પિતા તરત, અંતર ગયો અકળાઈ.
મુકી ગાંમ આરાંમ નેં, તીર્થવસ્યો તે જાઈ. ૧૯૧
પાછલ સું થયું પુત્રનુ, સુણજો સગલા લોક.
જુલાઈ જટ આવીઓ, ઉપનો અંતર શોક ૧૯૨
વીસ લીધા એ વાયદે, અતી આકરે મૂલ.
તેર લાખ ત્રોટો પડે, એ પણ અંતર શૂલ ૧૯૩
વીસ લાખ નું તે થયું, તેર થયા વલિ આય્યે.
સંખ્યા સંભજી મન વીસે, મુખે ભાખતો હાય્યે ૧૯

હાય કરી હેઠો પડચો, સીતળ થૈગયું અંગ.
મોંઢે આવી ફીણનેં, ત્વચામ્યેં બદલ્યુ રંગ. ૧૯૫
મિત્ર એક એ વખત માં, હાજર હતો તે ઠાર.
વૈદો લાવ્યો વેગથી, કરવા તરત કરાર ૧૯૬
તંન આરાંમ થ્યો તરતમાં, વલી સેઠનેં સાંન.
મિત્રેં પુછી વાતજે, કેમ થયા બેભાન ૧૯૭
મિત્ર પ્રતેં પછી ઓચરચો, સેરેં કીધો કેર.
મેર ન આણી મજ પરે, માટે ખાઈસ ઝેર ૧૯૮
મિત્ર કહે વળસે નહી, ઝેર ખાધાથી વેર.
ઊલટુ એ દુખ અધિક જે, ગંડ નીપજસે ઘેર ૧૯૯
કુલ દીપક કાંમા તણો, બેરાંમજી છે નાંમ.
બેરાંમેં બ્યાગુ તેનેં, આપે સગલું ગાંમ ૨૦૦
હરહર નર એવાઓ નેં, દારૂણ દુઃખ દેખાય.
વાત સુણેથી તાહરે, નેત્રે નીર ભરાય ૨૦૧
સુણ તે કહુ સંક્ષેપમાં, સુણી દુઃખ વિસારિ.
જો જગદીસ જપીસ તો, તારી કરસે વાર ૨૦૨

જનની જીવોરેગોપી ચંદનીઃ એ ઢાળછે.

ધરંમી કરંમી ધંન મેળવે, દાતા ભુગતા ભણાએ જી.
આસમે આ પુરવીસેં, નર મોટો ગંણાંએઃ જી ધરંમી.
કરંમી ધંન મેળવેઃ ટેક ૧
શત્રુ તણુ તો એંણેં સ્વપનમાં, નરસુ નવ ધારે લજી.
ધંન ખરચી તંન તસ્તી દહી, જંન નાં કાજ સારેલ જી.
ધરંમી કરંમી ધંન મેળવેઃ ૨

પરવિત પરત્રીયા તણી, અંતર આશ ન બેશ જી.
લેણું કોહી પાસે લાખનું, ફીચલ નહીં તે કસેસ જી.
ધરંમી કરંમી ધંન મેળવે. ૩
ધંન ટળીકે તંન પડો, તેનો શોક ન થાએ જી.
સત્ય જાતે મેરાંમજી, ભૂમી આ તજી જાએ જી.
ધરંમી કરંમી ધંન મેળવે. ૪
દિન પ્રતે એ દીનને, દાંન દેતોજ જાએ જી.
ઞારા સુધારા માં પુરશએ, સહુથી આગળ થાએ જી.
ધરંમી કરંમી ધંન મેળવે. ૫
ત્રણ ક્રોડ ત્રીસ લાખનું, દેવું કર્યું આ ઠાંમ જી.
સટ્ટાપ્રતાપે શેઠએ, દુઃખ પાંમ્યા તમાંમ જી.
ધરંમી કરંમી ધંન મેળવે. ૬
રથેં બેસવું રસતું નથી, મુક્યાં ખાંન ને પાંન જી.
ખટ રસ આપે ખારાસ નેં, ફીકા લાગે પકવાંન જી
ધરંમી કરંમી ધંન મેળવે. ૭
બાગ બગીચે નેં બંગલે, એકે મંન મુંજાએ જી.
પય ફીણ જેવી પથારીએ, એક પળ ન ઊંઘાએ જી. ૨૦૩
ધરંમી કરંમી ધંન મેળવે. ૮

દોહરા.

એવા નર પર એહ દુખ, દેખી દીલ દુખાય.
તેહ પાસ તો તાહરો, લેશ માત્ર કેવાય. ૨૦૪
પુરસ એકની પાસ તે, સાત નેં ચાલીસ સેર.
ઓગણી લાખો આપી નેં, લાવેલો તો ઘેર. ૨૦૫

અવેજ ઘર ઈટલા છતે, લાખ મળ્યા ને રોક.
સુણી શેઠ નેં તે સમે, ઉપનો અંતર શોક. ૨૦૬
સુંદરી નાં સંણગાર નાં, આ ભૂષણ અતી સાર.
અઢી લાખ નાં એ સમે, આપી મુકયો બજાર ૨૦૭

કુડળિઓ.

ગરંણુ મુકવા ઘરંણું, લે જૈ થયો નિરાસ.
હકીકત હરદંમ સંધી, જાહર સેઠનીં પાસ.
જાહેર સેઠનીં પાસ, કરતાં નેંણે જળ ઝરીઉં.
જેહ મિલે તે લાવ, માલકેં એમ ઓચરીઉં.
લાવ્યો સાઠ હજાર થૈ, સગા નીં સરંણે.
સું શેરો ની વાત, લાખ મળ્યા તે ઘરંણે ૨૦૮

દોહરા

અડી લાખ નીં આડમીં, પાંતી દેખી પાસ.
જોઈ રોઈ જાંખો થઓ, દ્રષ્ટી ધરી આકાસ ૨૦૯
હાલ કંગાલ કે થૈ રયા, શેર રાખી નેં ઘેર,
સંપતી શું ગૈ તાહેરી ખાવા ઈછે ઝેર ૨૧૦
ગજું સું ગાડર તણું, ગજ રયો ગોતા ખાય.
સેર પા કીમ સાંભલે, જહાં ખાંડીઓ જાય ૨૧૧
બે લાખ બાપા તણાં, ખોવાયા લેખાય.
કરજ તણી તે ગરજ સું, જ્યારે લા લેવાય ૨૧૨
સુંણી મિત્ર ની વાત નેં, અંતર ટળી ઉચાટ
એટલુ મુખ થી બોલીયો, બેંકે વાળ્યો દાટ ૨૧૩

મિત્ર કહે અંકોનહો, ઈછા ઇમ કેવાય.
વિનાસ કાળે વીસ્વની, મતી વિપરીત જ થાય ૨૧૪

## સવૈયો.

રતનસીં કહે દીઠલ નહીં, વળિ લેસ લખેલ હતી ન પાનેં,
હેંમ કુરંગ વસે વન માંય, રાંમ નિ રામા કો કિમ માંનેં;
તોપણ ચરંમ લેવા ગઇ વાટ, રઘુપતિ ભુપ સિધાવ્યા નિદાનેં;
વિનાસ કાળેંઅવિનાસ તણી,વિપરીતમતેં સીતા ગઈરાનેં; ૨૧૫

## દોહરા.

એમ ધારતુ આશમે, મા વદ કોનું વાંક
દુઃખ લખ્યા સમ ડુંગરો, થાય ને નવ ટાંક ૨૧૬
સુણી એહને ઓચરયો, કે કે સાચી વાત.
લંણીયાતો આવી લડે, અતિ કરે ઉતપાત ૨૧૭
વળી પાછે વાએદો, જુલાઈ કેરો કાલ.
અતિ દુઃખ દેસે એ સમે, બુરાં કરસે હાલ ૨૧૮
મિત્ર મુખથી બોલીયો, ઘડી ઘડી સું ગભરાય
કાએદાનો કાએદો, લેતાં કાં સરમાય ૨૧૯
પુરોપવાસી આઠ નવ, પારસીઓ પાંત્રીસ.
વણીક વગેરાં ભાટીઆ, લે ચુકા દસ વીસ ૨૨૦
લીધો કે લેસે હજી, કે લેવા લલચાએ.
તુંપણ તેમજ ત્યારથા, તો દુખ તારા જાએ ૨૨૧
ખોટ બધી ખાતે લખી, જમે લિખ કમાઈ.
કાએદાનો કાએદો, જટમાં લેને જાઈ ૨૨૨

સુણી મિત્ર તણુ કહ્યું, મનથી કર્યો વિચાર.
પાધરૂં કરવા પંથમાં, ધર્યો હસાબજ ત્યાર ૨૨૬
ખબર થે લેણીઆતને, કરમે મેલ્યો હાથ.
લેજ ઉપાય ચાલે નઈ, એહવા ખૂલ સાથ ૨૨૪
દૂર કર્યો દુઃખ દરદને, ત્યાગી સેર બજાર.
મુબેની વસ્તી તણું, સુણો કહુ આચાર ૨૨૫

## જનની જીવોં ગોપીચંદની એઢાળછેઃ

કરમાંગ્રહીને કાગળો, મુકી મસ્તકે હાથજી.
રૂએ જુએ ભૂમી ભણી, સમરે શ્રી જગનાથજી
કરમાં ગ્રહીને કાગલો ટેક ૧
કરમનું એક કામ ગયું, પુંજી રઈ નઈ પાસજી.
ધન વિના ધાન કેમ મળે, મુકે એમ નિશ્વાશજી.
કરમાં ગ્રહીને કાગળો. ૨
દેસ સુધરજે કુવે પડી, ચોરો ચંડાળો થાયજી.
સાથી સુધારા નાં બોલતા, મુર્ખે એકજ હાયજી.
કરમાં ગ્રહીને કાગળો. ૩
બારીસ્ટરો બુધ વીસરયા, તજ્યાં કોરટે કાંમજી.
સેરો સંધા સંનમુખકરી, રૂવે લેસે નાંમ જી.
કરમાં ગ્રહીને કાગળો. ૪
પોસ્ટનાં જંનો પછતાએ છે, સુતે સુખ ન થાએ જી.
લેર કબજ કરવા તંણી, મુર્ણે ટાંસો લખાએ જી.
કરમાં ગ્રહીને કાગળો ૫

ડાકટરો નેં દિલ દરદ થ્યાં, ઔસડ સુજે ન એક ઉ
સાધ્ય અ સાધ્ય નું મન થકી, ટળી ગયો વિવેક ઉ

કરમાં ગ્રહીનેં કાગળો ૬

ન્યાઈઓ કે નિશ્ચેં કરી, ત્રસ્નાં તણા તકશીર ઉ.
વાંક ટાંક ન આપણું, એંમ ધારતા ધીર ઉ.

કરમાં ગ્રહીનેં કાગળો ૭

મશકરી લશકરી કે થૈ, ગણી ઘડીક માં લાજ ઉ.
મરવું ભલું છે એ થકી, એવું આદર્યું કાજ ઉ.

કરમાં ગ્રહીનેં કાકળો ૮

ઉપરીઓ ઈશકુલ નાં, કાઢે કરમ નાં વાંક ઉ.
બાલકો સંગે બુધી ગૈ, રહી નહી એક ટાંક ઉ.

કરમાં ગ્રહીનેં કાગળો ૯

ન્યુશો પતી કે નિશ્ચે કરી, તરકટ તેં નું તમાંમ ઉ.
સેરો મુકત જેંણે મોકલ્યાં, ચખાડ્યું હરાંમ ઉ.

કરમાં ગ્રહીનેં કાગળો ૧૦

ભાશંણો કરતા કે ભલી થૈ, વધ્યું વડું વિશવાશ ઉ.
શટો જુગાર કેસું કથી, પ્રમાંણ સીધ અંમ પાસ ઉ.

કરમાં ગ્રહીનેં કાગળો ૧૧

પંડીતો રમ્મે પુકારી નેં, અનુભવ લીધું કે આજ ઉ.
નિર નવાણું થી વહી ગયું, હવે બાંધીએ સુપાજ ઉ.

કરમાં ગ્રહીનેં કાગળો ૧૨

ધંન ગયા નો ધોખો નથી, લાજ આજ જળ વાએ ઉ

પારશીઓ એમ બોલતા, સેરો ઘેર ઓલાએ જી.
કરમાં ગ્રહીને કાગળો ૧૩
ખોજાએ કે ખરેખરૂં, દુઃખ આવ્યુંછે સીસજી.
જેનાં આપ્યાછે ચારસેં, તેના રાંમ મિળે વીસજી.
કરમાં ગ્રહીને કાગળો. ૧૪
ગુજરાતીઓ કે ગુજરાતમાં, જાહી કરીએં સુ કાજ જી.
ઘેરઘેર રૂએ રાંડી માંડીઓ, સજે મરવાનાં સાજ જી.
કરમાં ગ્રહીને કાગળો ૧૫
મારવાડીઓ મુંજાઈ રયા, જાડે દુર ન થાએ જી.
સેઠ હસાબો પુછસે, કેવો ઊતર દેવાએ જી.
કરમાં ગ્રહીને કાગળો. ૧૬
વંણીકે ગણીક પડી આપદા, લખતે નહી લખાએ જી
હેંમ મોતી નેહીરાતણા, પીડે દાગીનાં વેચાએ જી.
કરમાં ગ્રહીને કાગળો ૧૭
છાપરીઆકે છિપીએ કીઆં, રેવા રહયું નહી ઠાંમ જી
સાખ ખોઈ બજાર માં, કોએ સોંપે ન કામ જી.
કરમાં ગ્રહીને કાગળો ૧૮
ભાટીઆ ગયા ઘભરાઈ તે, શ્મરે શ્રીગોપાળ જી.
બઈરી બેઠી સંગે રેહે, રૂહે નાંના બાળ જી.
કરમાં ગ્રહીને કાગળો ૧૯
મુલતાંનીઓ કે મુરખ થયા, ગયા સેર બજાર જી.
લાંનતો મુખ થી આપતા, હાય હાય કરીને હજાર જી
કરમાં ગ્રહીને કાગળો ૨૦
દક્ષણીઓ દિસ ભુલી ગયા, કેતા ઉતર આહે જી૦

પશ્ચીમ ભણી જે બતાવીએં, સુધ પુરવ જાએ જી.
કરમાં ગ્રહીને કાગળો ૨૧

રાંધણું રાખવું બને નહીં, ફુંકે ચુંક ભરાય જી૰
સાહેબ કેસે સું કરયું, થર થર કંપે છે કાય જી.
કારમાં ગ્રહીને કાગળો ૨૨

વિપતો પડીછે વડા ઓ નેં, કેતા નહીં કેવાય જી,
હય રથ એસીં હીંડતા, તે પાળા ચાલ્યાં જાએ જી,
કરમાં ગ્રહીને કાગળો ૨૩

કાંમની ઓ કંથ કંઠ નેં, ભીડી બ્યો જુજે બાથ જી.
રૂદન વદન નીચે કરે, ઉભીઓ પતી નેં સાથ જી.
કરમાં ગ્રહીને કાગળો ૨૪

મુનીમ મેતા રસોઈઆ થકી, ઘરનાં ગાઠી સુધાંએં જી,
રોતા જોતા આકાસમાં, કેતા ઉપજે નકાંએં જી.
કરમાં ગ્રહીને કાગળો ૨૫

મુનીમ કહે દુઃખ માહેરે, દિલ, દાજ ન થાએ જી.
સેઠ તણી જાતે સાહેબી, શીવ શીવ કંપે છે કાયે જી.
કરમાં ગ્રહીને કાગળો ૨૬

મેતો કહે મોત આવને, પલમાં લેજા પ્રાણ જી.
દુઃખ મટે આ દેહનેં, મંન નેં મિટે મો કાંણ જી.
કરમાં ગ્રહીને કાગળો ૨૭

રસોઈઓ કહે રાખ નેં, આગ આપળા આપ જી.
રૂએ જુએ ચુલા ભણી, કેતો ટાલું સંતાપ જી.
કરમાં ગ્રહીને કાગળો ૨૮

શાઠી કે ઘર ગમતું નથીં, અંતર ઉઠે છે આગ જી.
શેઠાંણી સંનસુખ જઈ, રૂએ તાંણીને રાગ જી.
 કરમાં ગ્રહીને કાગળો ૨૯
અંગના આસમે સેઠનીં, ઊભી વાળ છુટાએં જી.
નીર જરે નેત્રો થકી, દ્રષ્ટી રાખી છે પાંએં જી.
 કરમાં ગ્રહીને કાગળો ૩૦
કંથ કમાઈ કલાક માં, પળ માં આપેલ પિતાંએં જી.
ગયું ગયું ગડીએં ઓચરે કેતી રહ્યુને કાંઅ જી.
 કરમાં ગ્રહીને કાગળો ૩૧
પટકુલ પીળજી લાવીઆ, પેરી લીધો ન લાવ જી.
સો એક વાર એંમ પીઠમાં, બોલાએ છે હવે ભાવ જી.
 કરમાં ગ્રહીને કાગળો ૩૨
પાંનાં ઝવેર મોતી હેમ નાં, ગરણા ઘંણા ઘર માંએં જી.
હતા ન પેરયા આ ભાગણી, હવે દેખું ન કાંએં જી.
 કરમાં ગ્રહીને કાગળો ૩૩
એંમ ઉભી રૂવે કાંમનીં, પતિએં પ્રીતે ગ્રહ્યો હાથ જી.
સુંકરીએં દુઃખ સરજ્યા હસે, બોલ્યો ભાંમંની શાથ જી
 કરમાં ગ્રહીને કાગળો ૩૪
જેહ ઘર જુથ જનો તણા, આવતા સારવા કાજ જી
તેહ તણા બંધ બારણા, દેખાય છે આજ જી
 કરમાંગ્રહીને કાગળો ૩૫
ગરીબો ગણા રયા કરકરે, વદતા વાટ ને ગાટ જી
સુ હતું સુ થૈ ગયું, કેવો વળી ગયો દાટ જી
 કરમાં ગ્રહીને કાગળો ૩૬




વિધવા આંમ વિલાપ માં, [illegible] સાંભળી [illegible] જી
કાંમ કાંએ સુજતું નથી, થેવું મતિ બેભાન જી
 કરમાંગ્રહીને કાગળો ૩૭

માત તાત તરત મરી ગયા, પાછલ હતો એક ભાઈ જી
બાલ પણે વર બાળ ને, આપી દીધી કર શાઈ જી
 કરમાંગ્રહીને કાગળો ૩૮

સસરો સાસુ હતા નહીં, હું પેલા તજ્યા પ્રાંણ જી
બાલક બુધી અંમ એ તણી, અતીસેજ અજાંણ જી
 કરમા ગ્રહીને કાગળો ૩૯

પર ઘેર મેંનત હું કરૂં, પીઉ રોકડું કમાએ જી
દુઃખ વેઠીએ દિન નિશ એમ, તારે પેટ ભરાએ જી
 કરમાં ગ્રહીને કાગળો ૪૦

અસ્ટા દસ વરસો તણી, ઉમર પાંમેઆ એમ જી
ત્યાં લગી પતી માહરો, હતા કુસળ ને ખેંમ જી
 કરમાં ગ્રહીને કાગળો ૪૧

પીઉ એતી પછી તરતમાં, જૈ કર્યો સ્વરગ વાસ જી
પુત્રી બે મુકી ગયા, રોતા ટળવળતા પાસજી
 કારમાં ગ્રહીને કાગળો ૪૨

લોટ દળું કાં ક્યાં જલ ભરૂં, ક્યાંતો છાંણની કાંણ જી
પેટ મેં એમ પાળીઆ, રાખ્યા પુત્રોનાં પ્રાણ જી
 કરમાં ગ્રહીને કાગળો ૪૩

પુત્ર વરસ ચાર પાંચનાં, લાવી મુંબે માએ જી
પેટ ભરીને ખાધું નઈ, કર્યું ગાંઠે કાંએ જી
 કરમાં ગ્રહીને કાગળો ૪૪

ગ્યારસો ચોખ્ખાં હતા, રૂપીઆ મારા રોકજી
ઘેરમં કોહીનેં રાંખીઆ, જાણ્યું ખુટસે કોંક જી
કરમાં ગ્રહીને કાગળો ૪૫
સેર લહીં ઘેર રાંખીઆ, લાવ્યો સગોં તમાંમ જી
જાણું નઈ કઈ કિનાનનાં, હંસે પત્રમાં નામ જી
કરમાં ગ્રહીને કાગળો ૪૬
લોક કહેછે ખુટી ગંઈ, દંમડી રહી નહીં પાસ જી
હવે સું થાસે શ્રીહરી, એમ કહી મુકે નિશ્વા જી
કરમાં ગ્રહીને કાગળો ૪૭
મારા બે મંમ પુત્રોના, કેવા થાસે હવે હોલં જી
અંન વિના અમે મરી જાંસું, આવસે જારે દુકાલ જી
કરમાં ગ્રહીને કાગળો ૪૮
વાસ હોજો કુભીંપાકમાં જુગે બદલો નઠાંમ જી
નાંણા ડુબાવ્યાં અનાથનાં, કીધાં માહા ભુંડા કામ જી
કરમાં ગ્રહીને કાગળો ૪૯
આ વિધવા વિલાપ નેં, જેકોએ સુણસે કોંન જી
ખરૂં કહુછું તે ધણી, ભુલસે ખાંનં પાંનં જી
કરમાં ગ્રહીને કાગળો ૫૦
રતનસી કહે રામને, સ્મરે સારૂં થાએ જી
દુઃખો કેતા દેસીઓ તણા, નેત્રે નીર ભરાએ જી
કરમાં ગ્રહીને કાગળો ૫૧
સંન અઢારસે પાંસઠેં, માસ જુન ને જુલાઈ જી
ગરખી કરી અક્ષર ગોઠવી, સેર મુંબેમાં ગાઈ જી
કરમાં ગ્રહીને કાગળો ૫૨

## દોહરા.

રોકડે લિધલ એમ રૂપે, નેત્રેં નીર ન માય.
લાખો ગ્યા ત્રન માસમાં, કો હવે કિમ કમાય ૨૨૭
રોકડે લેને વાયદે, વેચ્યા વટાવો ખાઈ.
ભાવ ગચ્યાથી સોપણુ, ગંટ માંગ્યા ગભરાઈ ૨૨૮
બાવન હજારે બાંકુએ, કોએ સાઠ હજાર.
જુલાઈ કરે વાયદે, વેચ્યા સેર બજાર ૨૨૯
અવલ દિવસ એ માસને, શેરો લૈ નિજ હાથ.
દેવ ગયા વેપારીઓ, લહ્યા વકીલો સાથ ૨૩૦
ચાર ટકાની લાલચેં, ગયા ચાલીસ હજાર.
ગ્યા બદલો કરનારનાં, રૂપે ખુલી બજાર ૨૩૧
વિરલ કોઈએં વાએદે, નાણા આપ્યા નગદ
બારીક કાઢી બાબદો, કરીયા કૈકે રદ ૨૩૨

## કવિત.

કાંમાં કુલ દીપતા ખડસલજી ખરા એકે,
જુલાઈનાં જુને એણે નાણા સરવ આપીઆ;
વાએદાનો ફાએદો તો લેસ માત્ર લીધો નઈ,
પલમાં મંગાવી પાસ કબાલાઓ કાપીઆ;
કહી ધન વાંન ગણુ રાખતા ગુમાંન મંન,
આશમે તો પેખાયા છે પુરે પુરા પાપીઆ;
ગુણ વાળા સારા ને નઠારા એઓ ઠીક કરી,
મોટા મોટા દાંનાઓ એ મને કરી માપીઆ; ૨૩૩

## ચોપાઈ.

વાસ્મેદો એમ તે વીતી ગયો, દુઃખ જુલાઈ નો દુરજ થયો
કહ્યું જે બાપો ગ્યાછે બાર, તીરથ કરી આવ્યા આવાર. ૨૪
કુસલ પુછવા પુત્રજ પાસ, તરત ગયા તેનેજ અવાસ,
બેટાને બોલાવ્યો જહી, હું ગયા પછી સી ગત થહી. ૨૩૫
દુઃખ સાગર તે કે કેમ તર્યો, કરજ હતો તે કે કેમ ભર્યો.
રોકડું આપ્યું સું તેં હાલ, હકુતા કીધા કઈ કઈ સાલ. ૨૩૬

## દોહરા.

બેટે બાપાને કહ્યું, કીધુ સગળું કાંમ.
પલમાં ટાર્યું કરજ ને, ગરમાં રાખ્યું દાંમ. ૨૩૭
આભુષણ એક લાખ નાં, કર્યા નાર ને નાંમ.
માલ હાલ વેંચી કરી, હાથેં લીધા દાંમ ૨૩૮
મિત્ર મારા ના ભાગમાં, નફો થઓ નિરધાર
ત્રન લાખ તો તે થસે, ગાંમ સુંજાંણે ગેંમાર ૨૩૯
પાંચ લાખ એમ પાસ છે, રોકડે રોકડુ દાંમ.
લેંણીયાતો ના લક્ષમાં, આવે ને એક રાંમ ૨૪૦
ખોટ સંધી ખાતે લખી, જમે લખી કમાઈ.
લેંણીયાતો જોવા થકી, ગયા તરત ગભરાઈ ૨૪૧
થોડા કાલમાં લઈસ જે, કાયદા કેરો લાભ.
એમ મેં અળગો કર્યો, તુટો તોજે આભ ૨૪૨
સુંણી બાપ વિસ્મે થઓ, પુત્ર પાસ પછતાએ.
સુખ ખુબ તારી કયાંગે, જેલા લેવા ને ચાએ ૨૪૩

ધિક તારી જણનાર નેં, તુંને ધિક સો વાર.
પઈસો ડુબાવી પર તણો, કેંમ કરીસ કરાર ૨૪૪
ધંન ગયો ફિરી પાંમીએ, સાખ ગે ન પમાએ.
કવિયો લખી ગ્યા કાગળે, ગ્રંથ પુકારી ગાએ ૨૪૫
અંગ ભંગ ભલેં થઈજ જો, તંન ધંન ટરો તમાંમ.
માંગું છું એ મુખ થકી, સત્ય રાખજે રાંમ ૨૪૬

## કવિતમનહર.

કૂટ દરયોધ નેં તો પાંડવો પાંચો ને મળી,
કરીઓ જુગાર હિસો હરવા હરાંમ થી.
દુસાસંન સુકની નેં કરણ કુપાત્ર ત્યોએં,
વંનમાં કરયો વાસ બાપ કેરા ગાંમ થી.
ભટકી ભટકી ભીખ માગી પર મુલકો માં,
આજેં ઓળખાએ તોએ નીતી વાળા નાંમ થી.
રાજ સાજ પાંમ્યાં વળી વાંમ્યા દુખ દારૂણ તેં,
રતુ કહે અરે ખરૂં સત્ય કેરા કાંમ થી ૨૪૭

## કુંડળીઓ.

એવું સત્ય અળગું કરી, પઈસે પ્રીત મ રાખ.
એક દિવસ આદેહ પણ, બળી જળી થાસે ખાક.
બળી જળી થાસે ખાક, પછી ધંન કોણ વાવરસે.
ધરમ તણે દરબાર, અંગ તારે ઉધરસે.
સતે સેસ પર ધરા, સતે સાગર હદ વેવું
રે સત્ય રદય રાખ, વાર ગણી વદુ છું એવું ૨૪૮

દોહરો.

પિતા વચંન સુણી પુત્રનેં, બોલ્યો બાપા સાથ.
કુળનેં કાંમે લાગસે, પૈસો હસે જો હાથ ૨૪૯

છંદભુજંગી.

હસે હાથ નાણું ભળે કે ભિખારી,પિતા માતની લાજ કાંઇ નટારી.
થહી દાશ નેં પાસ આવી ભરાસે,સુકી માનનેં ગાંનમાં ગુણ ગાસે૨૫૦
નકી ધાર રાજે કયું કાંમ થાસે,ગયો પંચમાં તો ભલો તે દિખાસે.
ભલી ભાંત વેરી તજી ભૂમિ જાસે,સુકી માંનનેં ગાંનમાં ગુણ ગાસે૨
ટળે શોક કોકેં જહી મૂખ જોતે, વડા પંડિતો તો રયા ઘેર શોતે.
મલીમાંગણોઆગણેંરચાવીવિમાસે,સુકીમાંનનેગાંનમાંગુણગાસે૦
પડે આખડે જોકદી હેંમ વાળો, મલી લોક જુથેં કહેરે સંભાળો.
રદે રેંમ લાવી વહીદ લોભાસે,સુકી માંન નેં ગાંનમાં ગુણ ગાસે૨૫૩

છંદસીખરણી.

કરો દાંમેં પ્રીતી અગણીત શખા આવી મળસે,
રિધી સીધી દેખી દુસમન તનેં ત્રાસ પડસેં;
ધરા આનીં માંહે નર સરસ તે નાંમિજ થસે,
હસે હાથેં નાણુ નિત સુકૃત દાસો નિપજસે. ૨૫૪

દોહરો.

બાપ સુણીનેં બોલીઓ, ચુપ રેરે ચંડાળ.
તંન ધંન તારૂ લય થસે, આવી જળપસે કાળ ૨૫૫

## છંદપવંગમ.

ગયા તજી ધંન વાન ધરા તે પલક માં,
રજડયા રાજો સાજ ગણા આ ખલક માં,
દંમડી નગે સાથ હાથ ખુલે હાલીઆ,
સુભ અસુભ આચરણ સંગ લહીં ચાલીઆ, ૨૫
હસ્તી હોદા માંએ બેસીને બરાજતા,
સત્રુ પર સીગ જેંમ ક્રોધ ચડે ગાજતા,
થયા હાલ બેહાલ પાછલ સ્યા પાલીઆ,
સુભે અસુભ આચરણ સંગલ હી ચાલીઆ, ૨૫૭
તકીયા ગાદી તરત રજડાવિ રાખમાં,
મુકી પુસ્પ સજાએ સુતા જે આકમાં,
વળી તજ્યાં વિસેસ મંદીરને માલીઆ,
સુભ અસુભ આચરણ સંગ લહી ચાલીઆ, ૨૫૮
નરપતી થૈગ્યા કે મરાંણા માંનમાં,
રહતા દિન ને રેંન ગાંન ને તાંનમાં,
કર્યા કુડા જે કાજ અંતરમાં સાલીઆ,
સુભ અસુભ આચરણ સંગ લહી ચાલીઆ, ૨૫૯

## દોહરા.

બેટે સુણી એવાતને, મંનથી કર્યો વિચાર.
કરસે દિલ ગમતું પિતા, વળસે નૈ લિગાર ૨૬૦
પછી પિતાને એમ કહ્યું, ગમે આપ ગટમાએ.
કરો કાજ તતકાલ તે, મારે મુમત ન કાંએ ૨૬૧

## ચોપાઈ.

બાપે પછી વિચાર્યું મંન, લેંણીયાતો કેમ થાય પ્રસંન.
અવલ લેવો એજ ઉપાય, જેમ સુગમ તે કાજજ થાય ૨૬૨
મુનીમ તરત બોલાર્વ્યો પાસ બતાવ હસાબ આવે વિસવાસ
હુસાબ મુનીમેં હાજર કર્યો, પંનર લાખ ત્રોટો નિરખ્યોં ૨૬૩
વાએદા-કરા તણું વિચાર, તરે લાખ ત્રોટો નિરધાર.
વેચનારનું ખાટ્યું જાએ, તો ખટ લાખ ખોટ લખાએ ૨૬૪
ગયો ચલાવી તેનેં ઘેર, લીધલ પુત્રેં જેના મેર.
વિનય સહીત ઓચર્યો વાત, સેર તણું મોટું ઊતપાત ૨૬૫
જો ખાટ્યું તંમ થકી મુકાય, ખરચ્યું દાંમ અમથીજ અપાય
વ્યાજ ટકાનું ગણીને સાથ, અરધ રોકડું હાલજ હાથ ૨૬૬

## દોહરા.

લેંણીયાતો તેનો તરત, હઈએ વધ્યો હુલાસ.
એમ કરેતો આશમે, વાર હજાર છબાસ ૨૬૭
જેમ પરઠીજ એહથી, તેમજ સરવે સાથ.
નગદ નાણા અરધતે, આપ્યા જટ લૈ હાથ ૨૬૮
બાકીના હફતા કર્યા, જુદી જુદી સાલ.
લેણીયાતો રાજી થયા, નકી કર્યા કે ન્યાલ ૨૬૯
પાંચ પ્રસીધ પુત્રેં કર્યા, બે બાપાના સાથ.
સુંદરી સુતનીં પાસ બે, નવ થયા સાક્ષાત્ ૨૭૦
લેણીયાતોને અપિઆ, રોકડા એટલાદાંમ.
હફતા ચડ્યાથી આપસું, જે કરો વિરામ ૨૭૧

લણિયાતો ગર પચ તણા, પલમાં આવ્યા પુર.
ભલું માગ્યું એ સેઠનું, ઈસ્ટ દેવ હજુર. ૨૭૨
પુત્રે પિતા પ્રતે પછી, પ્રીતે પૂછી વાત.
હ કૂતા ભરસુ કેમ કરી, દંમડી રઈ ન હાથ ૨૭૩
બાપો બોલ્યો પુત્ર સુણ, લાજ રહીતે લાખ
નિરધન ન થયા આપણે, દોલત સારી સાખ ૨૭૪
સારી સાખે સાંપડે, સુખ સગળાનાં સાજ
એ દોલત જે આગળે, તુછ ગણે તે રાજ ૨૭૫
સુણ વાત લક્ષ્મી તણી, કહું તને કથાએ
બીજી છેતે રીજસે, કીધે કોઠી ઉપાએ ૨૭૬
સત્ય હસાબ સત્ય ચાલથી, સત્યમાં રહે સદાય.
સહુ પેલાં તું ઉપરે, રીજે એજ ઉપાય.
પિતા પાસ ઊદાસ થૈ, ઓચરી એવી વાત.
કહું તને કરૂણાએ તે, સુણીલે ને સાક્ષાત ૨૭૮
લક્ષ્મી ગ્રહી રીસાહી નેં, ક્રોધ ભરીત હાલ.
પિતાં પાસ તે ઓચરી, દ્રષ્ટી કરી વિકરાલ ૨૭૯
સુંબૈમાં ગમતું નથી, રેવું તક્ષણ એક.
તજી પ્રીતી તમ તણી, લોકોએ તે છેક ૨૮૦

છપૈ.

અમેરીકા ખંડ એક, ઉત્તર દક્ષણ બે ભાગો.
સખા મારો સંપ, તજી ભૂમી થ્યો આગો.
રહી નમકી ક્ષણ એક, તરત માં મેં પણ તાગી.
ભાઈ મારાના ભુપ; થયા સગલા અંનુ રાગી.






આમ્મા અ[illegible] લઈ સાથમાં, આંહી પ્રવેસ કર્‍યો અંમે
એ[illegible] હિંદુઓ નું ઠાંમ, જાહેર તે જાણો તમો. ૨૮૧

દોહરા.

એમ આવી એ દેસમાં, ફરી ગણેરા ગાંમ.
થાક ચડ્યાથી મેં પછી, મુબઈ કર્‍યો વિરાંમ ૨૮૨
સખા સગળે ફરી વલ્યો, નાંને મોટે ગાંમ.
વિસેસ પ્રીતી તેહની, લાગી આંણે ઠાંમ ૨૮૩
ગણી ખુશી દિલ ઉપની, મુબૈથી મન માંએ.
આવતાં તંમ આગળે, અચરણ નમિલ કાંએ ૨૮૪

છંદઊધોર.

કંઈ દીઠી સારી પાજ, રેવા રૂડી રીતેં જાજ.
સોંપે સુત તમ પલાંએં, ડરતાં લેસ ને તે કાંએં ૨૮૫
ચૈ ગુણવાં ન ફિરતાં દેસ, કરતા પર તંણે પ્રવેસ.
ભમતા કોઠી ધ્વજ ધરાર, જોયા મેંહ ઠારો ઠાર ૨૮૬
કંઈ કપાસ લઈને પાસ, અંતર લાવીને વિસવાસ.
ભરતા પાજ ઉભે આજ, જોયા મેં એમ મારાજ ૨૮૭
મુલવાંન બહુ ગણું માલ, દેતા દીઠા કંઈ આકાલ.
મનની મુકી દેનેં ત્રાસ,રાખી દીલ મોટી આસ ૨૮૮

દોહરા.

એમ અતી વિસવાસ થી, પ્રીતે તારી પાસ.
જોઈ રીઝી હુ ગણી, ફરી તેંનેં અવાસ ૨૮૯
હવે રેવું રચતું નથી, ક્ષણ ક્ષણ દાજે દેહ.
વિના અરથ દુખ આપને દેછે જોહી જેહ ૨૯૦




## કવિત મનહર.

લાલચ્ય વધી તમાંમ લોકો લખ્ય તીઓમાં,
સખા મારો ગયો તથી ઘરો તજી પલમાં,
ભાઈ અંમ ભાકુતી ને દંમતાંજ દીઠા માટે,
વસવા ઈછુંછુ હુંપણ આગલ સ્થળમાં,
તારી પર પ્રીતી કાઅેં પેખતી મુદલ નથી,
ફેંકેછે પથરો લોકો ક્રોધ ભર્યા બલમાં.
દીઠા દુખો ભારી જારી અપતા મોટા વેપારી,
જાંઉં હું સવારી અેમ અવેછે અકલમા ૨૯૧

## દોહરા.

વાત સુણી સાગર કહે, સાચી કઈતેં બાલ.
હાલ લોકોઅેં મુજનેં, કીધો દુખીઅે હાલ ૨૯૨
બાપ કહે હે બાળકી, આપુંછુ આગ્નાઅે
દુખ તુંથી દેખાય નંઈ, માટે થા વિદાઅે ૨૯૩
સખા તારો નાં સંગમાં, રેવા ચીત છે ચાય
જાવસ તુંપણ સેં જગા, આપું છુ આગ્નાય ૨૯૪
રાખે સગળા લોક જો, હું પર મોટું હેત.
તેદી તરત તું આવજે, તારા મિત્ર સમેત ૨૯૫
ગહી લક્ષ્મીં તરત તે, તજી નેં મુંબઈ સેર.
તેથી દેખસ નિર ધંનો, ઘણા જણ ના ઘેર ૨૯૬
સાગર સંગે સરસસે, પ્રીતી કરે પ્રજાય.
તારે તરત તું જાંણજે, લક્ષ્મીજી લલચાય ૨૯૭
સુણી વાત પિતા તણી, સુતેં નમાવ્યું સીસ.




[illegible] લઈ સાથમાં, આંહી પ્રવેસ કર્યો અંમો
[illegible]ઓ નું ઠાંમ, જાહેર તે જાણો તમો. ૨૮૧

દોહરા.

એમ આવી એ દેસમાં, ફરી ગણેરા ગાંમ.
થાક ચડ્યાથી મેં પછી, મુબંઈ કર્યો વિરાંમ ૨૮૨
સખા સગળે ફરી વલ્યો, નાંને મોટે ગાંમ.
વિસેસ પ્રીતી તેહની, લાગી આંણે ઠાંમ ૨૮૩
ગણી ખુશી દિલ ઉપની, મુજેથી મન માંએં.
આવતાં તંમ આગળેં, અચરણ નમિલ કાંએ ૨૮૪

છંદઊધોર.

કંઈ દીઠી સારી પાજ, રેવા રૂડી રીતેં જાજ.
સોંપે સુત તમ પલાંએં, ડરતાં લેસ નેં તે કાંએં ૨૮૫
થૈ ગુણવાં ન ફિરતાં દેસ, કરતા પર તણે પ્રવેસ.
ભમતા કોઠી ધ્વજ ધરાર, જોયા મેહ ઠારો ઠાર ૨૮૬
કઈ કપાસ લઈને પાસ, અંતર લાવીને વિસવાસ.
ભરતા પાજ ઉભે આજ, જોયા મેં એમ મારાજ ૨૮૭
મુલવાંન બહુ ગણું માલ, દેતા દીઠા કંઈ આકાલ.
મનની મુકી દૈનેં ત્રાસ,રાખી દીલ મોટી આસ ૨૮૮

દોહરા.

એમ અતી વિસવાસ થી, પ્રીત તારી પાસ.
જોઈ રીઝી હુ ગણી, ફરી તેંને અવાસ ૨૮૯
હવે રેવું રચતું નથી, ક્ષણ ક્ષણ દાઝે દેહ.
વિના અરથ દુખ આપને દેછે જોઈ જેહ ૨૯૦




કવિત મનહર.

લાલચ્ય વધી તમાંમ લોકો લખ્ય ...
સખ્યા મારો ગયો તેથી ધરો તજી પલમાં,
ભાઈ એમ ભાકુતી ને દમતાંજ દીઠા માટે.
વસવા ઈછુંછુ હુંપણ આગલ સ્થળમાં,
તારી પર પ્રીતી કાંએ પેખ્યતી સુદલ નથી,
ફેંકેછે પથરો લોકો ક્રોધ ભરચા બલમાં.
દીઠા દુખો ભારી જારી આપતા મોટા વેપારી,
જાઉં હું સવારી એમ આવેછે અકલમા ૨૯૧

દોહરા.

વાત સુણી સાગર કહે, સાચી કઈતેં બાલ.
હાલ લોકોએ સુજને, કીધો દુખીએ હાલ ૨૯૨
બાપ કહે હે બાળકી, આપુંછુ આગ્નાએ
દુખ તુંથી દેખાય નંઈ, માટે થા વિદાએ ૨૯૩
સખ્યા તારા નાં સંગમાં, રેવા ચીત છે ચાય
જાવસ તુંપણ તેં જગાં, આપું છુ આગ્નાય ૨૯૪
રાખે સગળા લોક જો, હું પર મોટું હેત.
તેદી તરત તું આવજે, તારા મિત્ર સમેત ૨૯૫
ગહી લક્ષ્મી તરત તે, તજી ને મુંબઈ સેર.
તેથી દેખસ નિર ધનો, ઘણા જણ ના ઘેર ૨૯૬
સાગર સંગે સરસ્વતે, પ્રીતી કરે પ્રજાય.
તારે તરત તું જાંણજે, લક્ષ્મીજી લલચાય ૨૯૭
સુણી વાત પિતા તણી, સુતેં નમાવ્યું સીસ.






આવ્યા મુલક લઈ સાથમાં, આંહી પ્રવેસ કર્યો અમો
એ હિંદુઓ નું ઠાંમ, જાહર તે જાણો તમો. ૨૮૧

દોહરા.

એમ આવી એ દેસમાં, ફરી ગણેરા ગાંમ.
થાક ચડ્યાથી મેં પછી, મુંબઈ કર્યો વિરાંમ ૨૮૨
સખ્યા સગળે ફરી વલ્યો, નાંને મોટે ગાંમ.
વિસેસ પ્રીતી તેહની, લાગી આંણે ઠાંમ ૨૮૩
ગણી ખુશી દિલ ઉપની, મુંબેથી મન માંએં.
આવતાં તંમ આગળેં, અચરણ નમિલ કાંએ ૨૮૪

છંદઊધોર.

કંઈ દીઠી સારી પાજ, રેવા રૂડી રીતેં જાજ.
સોંપે સુત તમ પલાંએં, ડરતાં લેસ નૈ તે કાંએં ૨૮૫
થૈ ગુણવાં ન ફિરતાં દેસ, કરતા પર તંણે પ્રવેસ.
ભમતા કોઠી ધ્વજ ધરાર, જોયા મેંહ ઠારો ઠાર ૨૮૬
કઈ કપાસ લઈને પાસ, અંતર લાવીને વિસવાસ.
ભરતા પાજ ઉભે આજ, જોયા મેં એમ મારાજ ૨૮૭
મુલવાંન બહુ ગણું માલ, દેતા દીઠા કઈ આકાલ.
મનની મુકી દૈનેં ત્રાસ,રાખી દીલ મોટી આસ ૨૮૮

દોહરા.

એમ અતી વિસવાસ થી, પ્રીતે તારી પાસ.
જોઈ રીઝી હુ ગણી, ફરી તેંનેં અવાસ ૨૮૯
હવે રેવું રૂચતું નથી, ક્ષણ ક્ષણ દાઝે દેહ.
વિના અરથ દુખ આપને દેછે જોહી જેહ ૨૯૦

બાપા સાચું બોલયા, પુરા વિસવા વીસ ૨૯૮

પિતા પૂત્ર સંવાદ માં, કરચો ગ્રંથ આવાર.
વાંચી ધારી સજનો, સંમજી લેજો સાર ૨૯૯

કરતા ક્ષત્રી ભાટીઓ, જનમ ભૂમી કછ દેસ.
વેંપાર કારંણ આસમે મુંબે કર્યો પ્રવેસ ૩૫૦

ગાંમ અંજારેં વાસનેં, રતનસી છે નાંમ.
કવિ કોવિદ નેં કરૂં હુ, પ્રીત ધરી પ્રણાંમ ૩૦૧

વિક્રમ વરસ ઓગણીસસેં, એકવીસે ત સાર.
આશાડ અંધારા પક્ષની, પંચમી ને ગુરૂ વાર ૩૦૨

ગ્રંથ સમાપ્ત થૈ રેહ્યો, કહુંછુ નામી સીશ.
વાચી સઉ તંમેં વદો, જય જંય શ્રી જગદીસ ૩૦૩

સમાપ્ત.

## કવિ દલપતરામ ડાહ્યાભાઈની આપેલી ગરબિ.

" ભુલ્યો મન ભમરા તું કયાં ભમ્યો "
એ રાગનુંછે.

શેર બજારે આ શું કર્યું, વાલ્યો દુનિયાનો ડાટ;
લાજ લિધી લાખો લોકની, ઉપજાવ્યા ઉચાટ. શેર ૧
પ્રથમ તો પૈસા પમાડીઆ લલચાવિયા લોક;
મૂડી વિના થયા માનવી, ફાંફાં મારતા ફોક. શેરઃ ૨
બાગમાં બહુ સારો શોભતો, જેવો ફૂલનો ફાલ;
જેવો તમાસો જાદુતણો, તેવો થઈ ગયો તાલ. શેરઃ ૩
મુંબઈની મોટી સાહેબી, સુખ સ્વરગ સમાન;
દિલગિરિ વાળી દેખાયછે, જેવું મોટું મશાણ. શેરઃ ૪
નુર ગયું નર નારિનું, મુખ જોયાં જણાય;
શત્રુને લશકરે લુટિયાં, એવું ડોળ દેખાય. શેરઃ ૫
કઈકે વાશણ ઘર વેચિયાં, વેચ્યા બંગલા બાગ;
કઈતો કરજ દરિયે પડ્યા, તેનો ન જણાય તાગ. શેરઃ ૬
ભલારે ભલાને ભુલાવિયા, ભુલ્યા ડાહા દિવાન;
હાંણ અને હસવું થયું, ખોઈ સુધ્ધ ને સાન. શેરઃ ૭
એક સંકટ આ જુગારનું, બીજો રૂ તણો રોળ;
ત્રીજું કોગળિયું તુટી પડ્યું, ઘરો થયાં ઘર બોળ. શેરઃ ૮
કશિ ચતુરાઇ ચાલે નહીં, દીસે દૈવનો કોપ;
ક્યાંથી આવ્યું નાણું કયાં ગયું, એમ થયુરે અલોપ. શેર ૯
સ્વપનમાં સમૃધ્ધિ જે સાંપડી, ગઈ સ્વપનાનિ સાથ;
અંગે પિડા ઉલટી વધી, વાગ્યા છાતિયે હાથ. શેરઃ ૧૦

કઇંકે રાંમા મેલી રખડતી, મેલ્યાં રઝળતાં બાળ;
નાશિ છુટ્યા નર એકલા, આવ્યો કઠણ આ કાલ, શેર ૧૧
ક્રોડપતી હતા કઈક તે, થયા કોડીનાં આજ;
અતિશે વધારેલી આબરૂ, તેની લૂટાણી લાજ. શેરઃ ૧૨
જ્યારે જવા બેઠી લક્ષમી, જુઓ દૈવનો ખેલ;
દરિયો પુરાવાનું દિલ થયું, ભૂલ્યા અધિક ભણેલ. શેર ૧૩
નાણું નાખ્યું ખારા નીરમાં, જાણ્યું ઉગશે ઝાડ,
લક્ષમી તણાં ફળ લાગશે, થાસે સોનાનાં પહાડ. શેર ૧૪
વાંક નથી એમાં વિશ્વનો, કીધો કર્તારે કોપ;
આંખો અંજાઇ આસા નથી, થઈ અકલ અલોપ. શેર ૧૫
ઓગણિસે એકવીશમું વિક્રમાજિત વર્ષ;
સાંભરશે આતો સર્વને, ઉતર્યો સઉનો અમર્ષ* શેરઃ ૧૬
ચતુર ઘણાએ ચેતાવતા, ભાખી લખતા ભવિષ્ય;
ચેતી શકે કેમ ચિત્તમાં, જ્યાં રૂઠયા જગદીશ. શેર ૧૭
ઘાયલ કઇક ઘણા થયા, જોતાં એવા જણાય;
આખી ઉમર લગી એહના, નહીં ઘાવ રૂઝાય. શેર ૧૮
ફુંકી ફુંકી પગ માંડતા, બિહિતા માંખિથિ મન;
ફાંદામાં આવી આવી ફશી પડ્યા, તેનાં તરફડે તન; શેર ૧૯
દેશ આખે દવ લાગીઓ, એ તો કેમ ઓલાય;
શું જાણિયે હવે શું થશે, કથ્યું કશું એ ન જાય; શેર ૨૦
કઈકે હબક ખાધી કારમી, થયા ચિતભ્રમ રોગ;
નાણું જતાં લાજ નવ રહી, જોજો કર્મના જોગ; શેર ૨૧

---

* ગર્વ.

અસત્ય તજ્યાં સત્યવાદિએ, તજ્યા બોલેલા બોલ;
ભડનર જે ભારે ખમ હતા, તેનો પણ ઘટયો તોલ; શેર ૨૨
ઘરમાં સંતાઈ ઘણા રહે, લાગે લોકમાં લાજ;
મરણ ઈચ્છે કઈક માનવી, દેખી ન ખમાય દાઝ ; શેરઃ ૨૩
પ્રભુને જાચું કરિ પ્રાર્થના, એજ છેલો ઉપાય;
દલપતરામના દેવ તું, સઉની કરજે સહાય; શેરઃ ૨૪

કઇંક રાંમા મેલી રખડતી, મેલ્યાં રઝળતાં બાળ;
નાશિ છુટયા નર એકલા, આવ્યો કઠણ આ કાલ, શેર ૧૧
ક્રોડપતી હતા કઈક તે, થયા કોડીનાં આજ;
અતિશે વધારેલી આબરૂ, તેની લૂટાણી લાજ. શેરઃ ૧૨
જ્યારે જવા બેઠી લક્ષ્મી, જુઓ દૈવનો ખેલ;
દરિયો પુરાવાનું દિલ થયું, ભૂલ્યા અધિક ભણેલ. શેર ૧૩
નાણું નાખ્યું ખારા નીરમાં, જાણ્યું ઉગશે ઝાડ,
લક્ષ્મી તણાં ફળ લાગશે, થાસે સોનાનાં પહાડ. શેર ૧૪
વાંક નથી એમાં વિશ્વનો, કીધો કર્ત્તારે કોપ;
આંખો અંજાઈ અશા નથી, થઈ અકલ અલોપ. શેર ૧૫
ઓગણિસેં એકવીશમું વિક્રમાજિત વર્ષ;
સાંભરશે આતો સર્વને, ઉતર્યો સઉનો અમર્ષ* શેરઃ ૧૬
ચતુર ઘણાએ ચેતાવતા, ભાખી લખતા ભવિષ્ય;
ચેતી શકે કેમ ચિત્તમાં, જ્યાં રૂઠયા જગદીશ. શેર ૧૭
ઘાયલ કઇંક ઘણા થયા, જોતાં એવા જણાય;
આખી ઉમર લગી એહના, નહીં ઘાવ રૂઝાય. શેર ૧૮
ફુંકી ફુંકી પગ માંડતા, બિહિતા માંખિથિ મન;
ફાંદામાં આવી આવી ફશી પડ્યા, તેનાં તરફડે તન; શેર ૧૯
દેશ આખે દવ લાગીઓ, એ તો કેમ ઓલાય;
શું જાણિયે હવે શું થશે, કથ્યું કશું એ ન જાય; શેર ૨૦
કે હબક ખાધી કારમી, થયા ચિતભ્રમ રોગ;
. ગે જતાં લાજ નવ રહી, જોજો કર્મના જોગ; શેર ૨૧

* ગર્વ.

